"ક્ષત્રિય વીર" માસિક પત્રના ગ્રાહકોને ભેટ.

# આર્યાનું આર્યત્વ

યાને

# હિંદ વીરાંગના.

મોહનલાલ જયકૃષ્ણલાલ ચેવલી-સુરત.

ૐ

# આર્યાનું આર્યત્વ
યાને
# હિંદ વીરાંગના.

લેખકઃ—
મોહનલાલ જયકૃષ્ણલાલ ચેવલી—સુરત.

પ્રકાશક—
મુગટલાલ મંછારામ ચેવલી,
તંત્રી 'ક્ષત્રિય વીર,' બેગમપુરા—સુરત.

રા. રા. ગાંડાભાઇ વિઠ્ઠલદાસ કઢીવાળા તરફથી
"ક્ષત્રિય વીર" માસિક પત્રના ગ્રાહકોને ભેટ.

ઇ. સ. ૧૯૨૧] પ્રથમ આવૃત્તિ. [સં. ૧૯૭૭
કિં. રૂા. ૦-૧૨-૦

# લેખકના બે બોલ.

મ્હારા વાંચેલ સાહિત્યોદ્યાન દ્વારા મને કાંઇક તેજોમય સરખી મારતું કુસુમ પ્રાપ્ત થયું હોય તો તે આજ છે; જે મ્હારી ફર્જરૂપી નાટકનું પ્રથમ પગથીયું કહું તો તે ખોટું નજ ગણી શકાય.

પ્રાશ્ચાત્ય **નામના** સુધારાનો ખોટો ભ્રમ મ્હારા સંજોગાધીન કુમળા મગજને કોરી રહયો હતો; જે વંટોળીએ ચઢતાં હું કોણ--જાણે કેવા જીવનમાં પટકાયો હત, પરંતુ સુભાગ્યે આજથી થોડા વખત ઉપર **રા. રા. પ્રાણજીવન જગજીવન મ્હેત્તાની રા. રા. મોહનદાસ કરમચંદ ગાંધીના ડૉક્ટ કૃત જીવનવૃતાંતના** ભાષાન્તરમાં પોતાની પ્રસ્તાવના દ્વારા મ્હારામાં સંસ્કારાધાન નવું જીવન રોપાયું અને બીજા શબ્દમાં કહીએ તો મ્હારો પુનર્જન્મ થયો. આ હસવા સરખું લાગશે પરંતુ મ્હારા દાખલામાં તો ખરેખર તેમજ બન્યું કહી શકાય.

સ્વાર્થીજીવન રૂપ વૃક્ષના ઇંદ્રામણા સરખાં ફળ ખાઈ અધોગતિએ પહોંચતા પહેલાં મમ રાંક હૃદયમાં નવજીવન અર્પનાર વીર લેખકની શૈલીથી આજે સ્વાર્થ ત્યાગની સહજ સ્ફૂર્ણા જે આનંદ આપે છે તેનું કારણભૂત તેઓ હોઈ હું તેમનો ખરેખરો રૂણી છું. અને એ આભારનો બદલો કેમ વાળવો તે બાબતમાં ગુંચવાડો થતાં મેં આ નાનકડું પુસ્તક **ક્ષત્રિય વીર** માસીકની ભેટ બુકમાં ગ્રાહકોને આપવા ઉચિત ધાર્યું જેમાં મેં કાંઇજ વધારે પડતું કર્યું કહી શકાય નહિજ.

મિત્ર **મોહનલાલ વલ્લભરામ બુનકીએ** આજથી થોડા માસ અગાઉ મને **કુમ્મસમાં** આમંત્રેલ; જ્યાં **ભાઇ પ્રાણજીવન**-

**દાસ કલ્યાણદાસ વાળા, નગિનદાસ, બાબુભાઇ** અને **ફકીરચંદ** તથા **ગાંડાભાઇ વિઠ્ઠલદાસ કડીવાલા** વગેરે તેમના સ્નેહીઓને મળવા ભાગ્યશાળી થયેલ. ભાઇ ગાંડાભાઈ અને મ્હારી વચ્ચે વડિલ ચિરંજીવનો સંબંધ શકય છતાં કુદરતી રીતે મિત્રતાનું ગાઢ સ્વરૂપ પ્રગટયું. એકમેકના વિચારોની આપલે થતાં તેઓને મ્હારા પ્રત્યે જે ઉચ્ચ ભાવના સ્ફૂરી તેને અંતેજ આ અલ્પ પુસ્તકની ઉત્પત્તિ આટલી બધી ત્વરાથી થઈ એમ કહેવામાં હું જરાપણ અતિશયોક્તિ નહિ માનીશ. તેઓ ખાનગીમા નિરાધાર તેમજ અન્યોને તક વખત જે મદદ આપે છે તે ખરેખર માનનિય છે. હયાત વીરોને વધુ ઉપમા આપવાનું ઉચિત્ નહિ લાગ્યાથી વાચક તેઓનો જન્મ સિદ્ધાંત સહજે કળી જશે. તેમના જીવન વિષે સહજ ખ્યાલ આપત પરંતુ કેટલાક મુદ્દાને અભાવે, તે અશકય બન્યું છે. અશકય કેવળ બાહ્ય સ્વરૂપ ગણીએ તો આંત્રિક સ્વરૂપ શકય છેજ. ખરૂં રહસ્ય આંત્રિક રીતેજ હોય તો તમારી અભિલાષા મેં જરૂર પુરી કરી એમ માની આનંદ પામીશ.

આજથી કેટલોક સમય થયા મ્હારા મનમા સંજોગોપસ્થિત્ પ્રાપ્ત એક સંસારિક દૃષ્ય રમ્યા કરતું હતું; જેને આજે વાંચક-વર્ગ સન્મુખ હું નવલકથાના રૂપમાં મૂકવા શક્તિમાન થયો છું. જો રા. રા. પ્રાણજીવન જગજીવન મ્હેત્તાને નિમિત્ત માત્ર ગણીએ તો પછી પરમ્ કૃપાળુ પર્માત્માનો આભાર માનવો એ મ્હારૂં કર્તવ્ય સમજું છું.

હું કોઈ દુનિયામા પંકાતા માણસોમાંનો એક નથી; નથી કવિ કે એવો સમર્થ જ્ઞાનિ, પરંતુ પ્રયાસમાં એક ઉગતો નાદાન બાળક છું. આ અલ્પ પ્રયાસ પહેલીજ વારનો હોઈ વિવિધ પ્રકારની

અનેક ભૂલો હોવા સંભવ છે, છતાં વાચક-વર્ગની સ્હેજ સહાયતાથી તે ભૂલો સુધારી શકાય તેમ છે. પ્રયાસ ગાંડપણુ નહિ હોય તો જ્ઞાતિ તથા વાચક વર્ગ તરફની ફરજ અદા કરવા મને ઉત્તેજન મળવા સંભવ છે ખરો, પણ તે શ્રદ્ધા વિના અશક્ય કાં ન થાય! યદ્યપિ એ પ્રકારના વાક્યોમાંથી ગ્રંથની સ્તુતિ શિવાય ગ્રંથ ન વાંચનાર પ્રતિના દ્વેષનો અથવા ન વાંચનાર કે વાંચવા છતાં ગ્રંથની અયોગ્યતા સ્વીકારનારની નિંદાનો ભાવ પ્રકટતો પ્રતીત થાય એમ છે, પરંતુ લેખકનો તે ભાવ પ્રકટાવવા સંબંધમાં ઉદ્દેશ નથી.

લેખકના આશયોનું રહસ્ય ત્યારેજ સમજી અનુભવી શકાય છે કે જ્યારે તેઓનું હૃદય બોલે છે, નહિ કે ઉતારા અથવા ભાષાના અંગ બદલે; અને જો આ હૃદયજ બોલ્યું હોય તો આશા રાખું છું કે વાચક વર્ગ લેખકના આશયો અને મનની વિધ વિધ પ્રકારની લાગણી વચ્ચેથી પસાર થયેલા સંજોગે તેને કેટલા પ્રમાણમા કર્યો હશે તેનો ખ્યાલ આપ સુજ્ઞ હોઈ અંતે જરૂર કરી શકશો.

બનતી તન મન અને ધનમાંથી એક પણ મદદ નિકરમાં વધારે માનપ્રદ હોય તો આ મ્હારો અલ્પ પ્રયાસ જ્ઞાતિ ભાઈઓ તેમજ વાચક વર્ગ વધાવી લેશે.

સં. ૧૯૭૭<br>પોષ સુદી ૫<br>(મકરસંક્રાંતિ)

નિવેદક<br>**મોહનલાલ જયકૃષ્ણલાલ ચેવલી.**<br>લેખક.





રા. રા. મોહનલાલ જયકૃષ્ણલાલ ચેવલી—સુરત.
(આ ગ્રંથના ઉત્સાહી લેખક)

જૈન વિજય પ્રેસ—સુરત.



રા. રા. ગાંડાભાઇ વિઠ્ઠલદાસ કડીવાળા.

વિજય પ્રેસ—સુરત.

# —અર્પણ પત્રિકા—

**રા. રા. ગાંડાભાઈ વિઠ્ઠલદાસ કડીવાલાની સેવામાં.**

સંસ્કાર ઉપસ્થિત, એવા જે ધર્માવલંબી, નિરાભિમાની, ઉદાર ચરિત્ માનવહિતૈષી, સ્વભાવે શાંત અને સત્વગુણી, વિદ્યા અને જ્ઞાનની વૃદ્ધિ કરવામાં તક જોતાં અનુરાગી, જ્ઞાતિ જનમંડળ તથા જ્ઞાત વ્યાપારી વર્ગમાં જેણે પ્રતિષ્ઠા સંપાદન કરી છે, પિતાનાજ પગલે સદા ચાલનારા, સદા સર્વદા સદાચારી અને વિવેક બુદ્ધિથી પ્રવર્તનારા આ એક ગર્ભશ્રીમંત પરમ સ્નેહી પ્રાણરૂપ વડિલ કે જેઓ અત્યારે મગજના રોગથી પિડાય છે, તેઓની શાંતિ ઇચ્છતાં તેઓશ્રીને આ નાનકડા પુસ્તકની પ્રેમ પૂર્વક અંજલી અર્પણ કરવામાં હું મ્હારૂં કર્તવ્ય માનું છું,

તથાસ્તુ:

**મોહનલાલ જયકૃષ્ણલાલ ચેવલી.**

# પ્રકાશના બે બોલ.

આ પુસ્તક પ્રગટ કરવામાં મને જે સજ્જનો સાધનભૂત થયા તેઓ **રા. રા. ભાઈ ગાંડાભાઇ વિઠ્ઠલદાસ કડીવાલા** કે જેઓ તરફથી ભેટબુકનો તમામ ખર્ચ પુરો પાડવામાં આવ્યો છે, તથા **ભાઇ મોહનલાલ જયકૃષ્ણલાલ ચેવલી** કે જેઓ તરફથી તન મનની નિઃસ્વાર્થપણે પૂર્ણ મદદ જેમ તેઓ હરઘડી "**ક્ષત્રિય મિત્ર મંડળ**" તરફથી પ્રગટ થતા "**ક્ષત્રિય વીર**" માસિકમાં વિધ વિધ વિષયો ઉપર સરળ શૈલીમાં ગુઢ વિષયોના લેખો તેમજ કાવ્યો દ્વારા આપે છે અને સેવા બજાવે છે તેમજ આ એક તેમની અઢાર વર્ષની ઉમરના પ્રમાણમાં પૂર્ણ ઉત્સાહથી લખાયેલું પુસ્તક નાનુ સુનુ તો કેમજ કહી શકાય !

**મેં રા. રા. ગાંડાભાઇ** તથા **મોહનલાલ** ભાઇને પુસ્તકમાં ફોટો મૂકવા ઘણો આગ્રહ કરેલો છતાં પોતે ઉભો એ વિચારથી વિરક્ત હોઇ મ્હારી આશા જેમની તેમ કાયમ રહી પરંતુ જ્યારે તેઓને મેં તે માટેના મ્હારા આશયનું દર્શન કરાવ્યું ત્યારે તેઓએ કચવાટે હા તો પાડી પરંતુ જ્યારે તે સિદ્ધાંતને અનુસારજ હતું તો પછી હું તે મુકવા કેમ ચુકું !

હું જોઇ શકું છું કે આજે આપણી જ્ઞાતિનો મોટો ભાગ અંધકાર સન્મુખ છે. જેમ એક કંજુસ રાત્રે દિવાનો ખર્ચ ન વધારતાં અટકળથી પોતાનો કાર્યક્રમ નિર્વિઘ્ને પસાર કરી જાય છે, તેમ આપણી જ્ઞાતિ પેતે પોતાના પ્રવાહમાં વહી રહી છે. જ્ઞાનરૂપી દીવો પ્રગટાવતાં તે પોતાનો કાર્યક્રમ સરળ અને ત્વરાથી સાધી શકશે

એટલુંજ નહિ પરંતુ તેઓ અજ્ઞાનરૂપી કંજુસાઇને પણ જડમૂળથી તત્ક્ષણે છેદી ભેદી પોતાનો સંસાર જરૂર સ્વર્ગિય કેમ ન બનાવે ?

આપણી જ્ઞાતિ બીલકુલ મુડદું તો થઇ ગઈ નથીજ એ ઉપલા પાત્રોથી સિદ્ધ થાય છે પરંતુ હજુ જીવાત્મા છે તો પછી જ્ઞાનવૈદ્યને આણી આપણે રોગમૂક્ત થઈ, સુરખીમાં વધારો કરી હિંદમાતાને કેમ નહિ કહી શકિયે કે હમો પણ એક તારા પુત્રોમાંના, તને શોભા-વવા આતુર છીએ.

એ બેઉ સુજ્ઞ મહાશયોના પ્રયત્નને અંતઃકરણ પૂર્વક વધાવી લઇ અભિવંદન આપવામાં હમો હમારૂં કર્તવ્ય માનીએ છીએ. એજ રીતે તમામ જ્ઞાતિ યુવકોને પ્રયત્ન કરવા નમ્રતા પૂર્વક ભલામણ કરીએ છીએ. **પ્રકાશક.**



# અનુક્રમણિકા.







# આર્યાનું આર્યત્વ
યાને
# હિંદ વિરાંગના.

## પ્રકરણ ૧લું.
## શાંત રાત્રીએ સાહસ.

ખીલેલાં પુષ્પથી રાચે, ચુથાંતાં શિદ બેપરવા;
ધરે મન મેલડાંઓ તું, હૃદય છે કે પથ'ર તનમાં.

મૌક્તિક શોભે કયમ કદી,
કાગ કંઠ જળવાય;
પ્રેમ વિના પ્રેમી તણી,
ગાંઠ અસંભવ થાય.



મધ્ય રાત્રીનો સમય હતો. સર્વ સ્થળે શાંતિ પ્રસરી રહી હતી. ચંદ્ર પોતાના રમણીય પ્રકાશથી વિશ્વના તમામ જીવ જંતુ, ઝાડ પાન વિગેરેને આનંદસાગરમાં ઝોલા ખવરાવી રહ્યો હતો; જાણે મંદ મંદ પવનની લહરીઓ

તે રમ્ય હિંડોળાની સાંકળ ન હોય એવું તેના ઝીણા પણ અતિ સુંદર સ્વરોથી ભાન થતું. કોઇ ગૃહમાં માતા પોતાના ઝબકી ઉઠેલા વ્હાલા બાળકને ઉંઘાડવા મધુર સ્વરે ગીતડાં ગાતી હતી. ચકોર પક્ષી પોતાના પીયુ ચંદ્રની સામુ નિહાળતું જાણે પ્રેમનો પાઠ યાદ કરતું ગાતું ન હોય કેઃ—

ચંદ્ર ચડયો આકાશમાં, પોયણુ જળની મ્હાંઈ;
અંતર બે વચ્ચે છતાં, લળી લળી લાગે પાય.

એવો ભાસ અવલોકન દૃષ્ટીએ તપાસનારાઓને જરૂર થયા વિના રહેતોજ નહિ. નિચ અધમ પુરૂષો નિંદનિય ધંધાર્થે નીકળી પડયા હતા. કામાંધ પુરૂષો રસ્તે આવતા જતાં માલમ પડતાં હતાં.

આવે વખતે સુવર્ણપુરના એક શાંત રસ્તા પર દૂરથી એક સ્વાર આવતો હતો. તેણે એક પાયજામો, બદન અને એક કશબી ફેંટો પહેર્યો હતો. નાના પ્રકારના હથિયારોથી સુસજ્જીત થયેલો તે સ્વાર, ઘણાજ વિચાર સાગરમાં ડુબેલો હોય એમ સ્હેજે જાણી શકાતું. હે ! પ્રિય વાંચક તે શું વિચાર કરે છે તે આપણે જોઇએ.

"અહાહા ! માધુર્યમયી મૂર્તિ, શું ત્હારૂં દેવાંગનાં સમું વિશ્વને મોહ પમાડે તેવું નોતમ ગૌરવ ? ત્હારા સાંદર્ય રૂપી સરોથી વિંધાએલો હું મહા પિડાથી વ્યાકુળ થયો છું; રે ! ગાંડો થયો છું. ઓ ગજગામીની ! મૃગનયની !

વ્હાલી ! હું તને અત્યંત ચાહું છું. અરે ! હું દુખીની દયા લાવ ! જરા તો દયાળુ થા ! તને જોઇ હું પરવશ બનું છું. અરે ! ત્હારા પ્રથમ દર્શનથી હું અર્ધ મુર્છીત અવસ્થાને પામ્યો હતો. અત્યારે પણ તારૂં સ્વરૂપ યાદ આવતાં મને ઘણુંજ વ્હાલ ઉપજે છે. ઓ પ્રભુ ! તેના હૃદયમાં જરા તો દયાનો અંશ મૂક ! ઓ મ્હારા હૈયાના હાર ! ત્હારા દાહડમની કળી જેવા દાંત ત્હારા સુંદર મુખની શોભામાં કેવો વધારો કરે છે ! ત્હારી પલેપલે પલકારા મારતી મૃગનયન જેવી આંખ કેવી શોભે છે ! શું ત્હારા ઉભા હસ્તો કદળીના વૃક્ષને લજ્જા પમાડતા નથી ? શું ત્હારી ચાલ એક ભુજંગને ઝાંખો પાડતી નથી ? તારી વનરાજ ( સિંહ ) જેવી કટીથી તું કેવી શોભે છે ! તારા માથાના કેશ અને ત્હારી નાસીકા કેવી સુંદર દ્રષ્ટિગોચર થાય છે ! ત્હારૂં સૂર્ય ચંદ્ર જેવું પ્રકાશીત મૂખ જોઇ હું અત્યાનંદી થાઉં છું. પોપટની ચાંચ જેવું ત્હારૂં રઢીયાળું નાક, અને કુંડળથી શોભી રહેલા કાન કેવા શોભે છે ! ત્હારૂં આખું શરિર મેનકા, ઉર્વશી અને રંભાને લજાવે છે. પણ અરે ! કોમળ મધુરાં અંગમાં, શું કાળજું પત્થર તણું. !"

આવા અનેક તરંગોમાં લીન થયેલો એક દિશામાં જોતો પણ સઘળે ધ્યાન આપતો સ્વાર અમુક દિશામાં ચાલ્યો જતો હતો.

તેણે એક ભવ્ય મહેલ આગળ આવીને ઘોડો ઉભો રાખ્યો. આ મહેલ પહેલાં એક ન્યાયાધિશની કચેરી હોવી જોઇએ એવાં પ્રમાણો અસંખ્ય મળી આવતાં હતાં. વળી તેજ કારણાનુસાર ત્યાં ખાનગી ઓરડાઓ ઘણા હતા. મહેલની આસપાસ એક ફરતો બાગ હતો; જેમાં, કેળ, સિતાફળી, આંબા, બોરડીઓ, જાઇ, જુઇ, ગુલાબ, બટ મોગરો, ચંબેલી, ગલગોટા વગેરે અનેક જાતના ઝાડ, વેલા અને છોડો હતા. બંગલાના આગલા ભાગમાં એક ઝરૂખો હતો. તેના છજા ઉપર મોર કોયલ વગેરે પક્ષીઓ કોતરી કાઢેલાં હતાં. ઝરૂખાની આસપાસ સુંદર બારીઓ હતી; તેમાં પણ ઘણું કોતરકામ કરેલું હતું. અને તેની પાછળ રંગ બેરંગી કાચ જડેલા હતા. હમણાં તેની પાછળ એક તેજસ્વી દિવો મૂકવામાં આવ્યો હતો, તેથી તે કોતરકામ સ્પષ્ટ જણાઈ આવતું. બારીના નિચેના ભાગમાં એક ઘણી પહોળી પાળ હતી; તેથી તેના ઉપર ફુલના કુંડા મુકવામાં આવ્યાં હતાં. ઉપર એક અગાશી હતી.

"અહા! મ્હારા આંખના તારા! તું આ મહેલમાં રહેવા લાયકજ છે." આ પ્રમાણે મહેલ તરફ જોઈ આપણો સ્વાર બબડયો. પછી તેને મહેલના દરવાજા તરફ પોતાનું ગમન કર્યું. દરવાજા આગળ આવી ઘોડા ઉપરથી ઉતરીને તેણે દરવાજો ઉઘાડવા માંડયો. પરંતુ તે અંદરથી બંધ હોવાથી પોતાની પાસેના એક હથીયારથી ખોલ્યો અંદર

જઇ ઘોડાને એક ઝાડના થડ સાથે બાંધી બોલ્યો, "હે ! અંત્રિક, તું ખોંખારીશ મા !" (ઘોડાનું નામ અંત્રિક હતું.)

ત્યારબાદ તેણે ધીમે પગલે બંગલા તરફ જવા માંડયું. દ્વાર આગળ આવીને તેણે જોડા કાઢી નાખ્યા, અને બારણું ઉઘાડી નાખ્યું. અંદર જવાથી તે એક ઓરડામાં દાખલ થયો. તે ઓરડામાં ત્રણ બારણાં હતાં, તેમાંનું એક ઉઘાડી તે અંદર દાખલ થયો; કે જ્યાં તેની દૃષ્ટિએ એક દાદર પડયો. તે પર ચઢી તે એક દિવાનખાનામાં દાખલ થયો. તે દિવાનખાનામાં તકતા, હાંડી, ઝુમ્મર, વગેરે ટંગાવેલાં હતાં. વચ્ચે એક સિસમનું કાળું પણ ચમકતું ટેબલ મુકેલું હતું. તેની આસપાસ જરીયાન મખમલથી મડેલી ચાર ખુરશી હતી. ત્યાંથી બીજા બારણામાં થઇ તે એક ઓરડામાં ગયો. આ ઓરડો રસોઈખાનું હોવાથી, તેમાં એક રાજીસ ચપ્પુ નાગો રહી ગયેલો હતો. આપણા વિચારગ્રસ્ત સ્વારથી કમનસીબે તેના ઉપર પગ મૂકાઇ ગયો. આથી લોહી સ્ખલીત્ થવા લાગ્યું. તે અતિ વેદનાથી પિડાતો જમિન ઉપર પડયો, જે અવાજ સાંભળી પાસેના ઓરડામાં એક બાળા જાગૃત થઈ. ભાનમાં આવતાં તે માણસે ફરી ઉઠીને ચાલવા માંડયું. આ સ્વારનું નામ કુકર્મસિંહ હતું. તેનામાં નામ પ્રમાણે કામ તેના પૂરા ઝુસ્સામાં સમાએલું હતું. પ્રિય વાંચક, એને અહીં છોડી એ કોણ હતો તે આપણે તપાસીએ.



## પ્રકરણ ૨જું.

## ઓળખાણ.

જનુની જણ તો ચતુર નર,
ક્યાં દાતા ક્યાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી;
મત ગુમાવીશ નુર.
કોણ હતો કુકર્મસિંહ,
વળી કોણ સુત એહ;
કોણ જનેતા એહની,
ધિક ધિક તેનો દેહ.

કુકર્મસિંહના બાપનું નામ અનુપસિંહ હતું. કુકર્મસિંહ પોતાના પિતાને ઘેર નહિ રહેતાં દાદાને ત્યાં રહેતો. તે વૃદ્ધ પ્રતાપ નામથી શોભતો હતો, છતાં તે તે નામને લજવતો; જે પોતાના પૌત્રને અખુટ છુટથી વર્તવા દેતો એ ચોક્કસ દેખાડી આપતું. અનુપસિંહ સારંગપુરના રાજા સારંગસિંહની નોકરી કરતો હતો. તેને બે હજાર ઘોડેશ્વારના ઉપરીની જગ્યા મળી હતી, અને માસિક પગાર રૂા. ૧૦૦ મળતો. અનુપસિંહ સારંગપુરમાં પોતાની સ્ત્રી

કમળાદેવી જોડે રહેતો હતો. જ્યારે જ્યારે અનુપસિંહ કુકર્મસિંહને ઠપકો આપતો ત્યારે કમળા દેવી પુત્રનો પક્ષ કરી સામે થતી. આથીજ કુકર્મસિંહ વધારેને વધારે બગડતો ગયો. કુકર્મસિંહને તેના બાપ સાથે રહેવું પાલવતું નહિ કારણ કે તેને તેના પિતા પોતાની સ્વેચ્છા પ્રમાણે વર્તન રાખવા દેતા નહિ. પ્રતાપ તથા અનુપસિંહના રસ્તા સામસામા હોઇ તે બાપ દિકરા પ્રથમથીજ જુદાં રહેતાં. સત્યપ્રિય અનુપ પિતાની અખુટ દોલતને લાત મારી પોતાને પગે ઉભા રહેવા પ્રથમથીજ શિખ્યો હતો, પણ કમનસિબે અણસમજુ સ્ત્રીને પોતાથી એક કુજાત પુત્ર પેદા થયેલો જોઈ તેનું હૃદય હંમેશ જવલંત રહેતું.

જ્યારે કુકર્મસિંહ પોતાના બાપને ઘેર રહેતો હતો ત્યારે તેના પિતાએ ત્હેને કંઇ કારણસર ઠપકો આપ્યો, તેથી તે પોતાના દાદાને ઘેર જઇ રહયો. ન્યાયપ્રિય અનુપસિંહે કુકર્મિ પુત્રની શોધ કરીજ નહિ. દાદાનું હેત તેના ઉપર વધારે ને વધારે પ્રમાણમાં જણાતું ગયું જે કુદરતના નિયમને અનુસારજ હતું એ આપણે ઉપર જોઇ ગયા.

એક દિવસ સારંગસિંહની સાથે અનુપસિંહ શીકારે ગયો હતો. ત્યાં તેઓએ ઘણી વારે એક સિંહ ઉંઘતો જોયો. તે વખતે તે ભર નિદ્રામાં હતો. ક્ષત્રિયનો ધર્મ છે કે શત્રુને પણ ચેતવીને મારવો, તેથી અનુપસિંહે તેને ભાલો મારી

જગાડયો. તે સિંહે ઉઠીને તરત હાથીના કુંભસ્થળ પર ફાળ મારી. રાજાએ તેને ભાલો મારવા કોશિસ કરી, પણ હાથીનું અચાનક દોડવું થવાથી તે ગબડી પડયો. આ વખતે સિંહે રાજા ઉપર હુમલો કર્યો; પણ અનુપસિંહે તેના કપાળ ઉપર ગોળીનો ઘા કરી મારી નાંખ્યો. જો આ વખતે અનુપસિંહે સિંહને રામ રમાડયા ન હોત તો આજ વખતે સારંગપુરના ધર્મિષ્ટ, સર્વગુણસંપન્ન અને પ્રજાપાલક રાજાનો અંત આવી ગયો હોત. આજ વખતે રાજાએ તેને ૨૫૦૦૦ રૂપિયાની વાર્ષિક આવક વાળી જાગીર આપી; અને તેની રાણી મનહરદેવીએ તેને એક અમુલ્ય હાર તેજ દિવસે ભેટ આપ્યો.

કુકર્મસિંહ પોતાના નામ પ્રમાણે ગુણ ધરાવતો હતો. તે મિથ્યાભિમાની, લંપટ, વિષયી અને ધર્માંધ હતો વળી તે અવિચારી અને ક્ષત્રિય ગુણ રહિત હતો. તેની ઉમર આશરે ૨૩ વર્ષની હતી. તેને તેના પિતાને ઘેર કુસ્તી કરતાં, બંદુક ફોડતાં, તરવાર વાપરતાં, ભાલો મારતાં, કટાર અને બરછીનો ઉપયોગ કરતાં શિખવવામાં આવ્યું હતું. કુકર્મસિંહને હવે કુકર્મના નામથી ઓળખવામાં ન્યુનતા ગણીશું નહિ.

એક વખતે તે પોતાના દાદાની અગાશીમાં ઉભો હતો ત્યારે તેની નજર આઘે એક અગાસી તરફ ગઇ,

અને. તરતજ પોતાની તેને જોએલા પાત્રને વરવાની પ્રબળ ઇચ્છા અમલમાં મૂકાશે કે કેમ એ વિચારથી કાંપતાં હૃદયે નિશ્વાસ નાખ્યો. તે રાત દિવસ તેને વરવાની ઝંખનામાંજ ગુંથાઇ રહેતો. તે દૃષ્ય એક નવયૌવન સુકુમાર બાળાનું હતું. હે વાંચક! ચાલ આપણે એની ઓળખાણ કહાડીએ. આપણે જે બંગલો જોયો તેમાં તે રહેતી હતી.



## પ્રકરણ ૩ જું.

## બિહારીમલનું કુટુંબ.

ચંદ્ર તણા પિતા તણું,
બિહારીમલ સુ નામ;
માનુ નામ સુકર્મિકા,
સ્વર્ગ તણો અંજામ.

સુવર્ણપુરના રાજા કૃષ્ણદેવ પરમારના મુખ્ય સેનાપતિનું નામ બિહારીમલ હતું, જો કે તે ઘરડો હતો છતાં જુવાનીનો ઝુસ્સો તેનામાંથી ઘેર જવાનું નામ લેવા અદ્યાપી પર્યંત તત્પર હતો નહિ. તેની આંખમાંથી હજુ સુધી તેજ ગયું ન્હોતું. તે સુવિચારી, સારા સ્વભાવવાળો અને સદ્ગુણી હતો. તેનું શરિર દેખાવમાં

એક કોમળ સ્ત્રી સરખું લાગતું, છતાં તે ઘણો જોરાવર હતો. હાલ તેની ઉમર આસરે પચાસ વર્ષની હતી; અને નોકરી કરતાં પચ્ચીસ વર્ષ થઈ ગયા હોવાથી પેન્શન ડોકિયા કરતું માલમ પડતું હતું. પચ્ચિસ વર્ષની વયે તેને સો ઘોડેસ્વારના ઉપરીની જગ્યા મળી હતી. એ વેળા તેનો પગાર ફકત એક હજાર રૂપિયા હતો. નોકરી મળ્યા કેડે આઠેક વર્ષબાદ તેને એક ચંદ્ર જેવા પ્રકાશીત તેજવાળું પુત્રીરત્ન પ્રાપ્ત થયું હતું.

જ્યારે બિહારીમલ નાનો હતો ત્યારે તે હંમેશાં વગડામાં ફરવા જતો. એક દિવસ તે પોતાના બાપના બંગલાની પાછળના જંગલમાં ફરવા ગયો હતો; તાપના દિવસો હતા; અને પોતે થાકેલો હતો; તેથી તે આરામ લેવા ચંપાના ઝાડ તળે બેઠો. પવનની મંદમંદ લેહરીએ તેના પર આરૂઢ થઇ તેને સુવાની ફરજ પાડી. તે પોતાનું વસ્ત્ર પાથરી તે પર સુતો. આંખ મળતાંજ પાસેના દરમાંથી એક મણીધરે નિકળી પોતાની ફેણ તેના મસ્તક પર ધરી છાંયા કરી. આ વખતે બીહારીમલને સ્વપ્નુ આવ્યું હતું. તેમાં એક દિવ્ય સ્ત્રીએ આવીને તેને કહ્યું કે, “ હે ! બિહારીમલ ! તું આગળ જતાં મોટી પદવી મેળવીશ; અને તને એક સુંદર પુત્રી પ્રાપ્ત થશે, ” આટલું કહી તે સ્રી ચાલી ગઇ. નાગ પાતાને માર્ગે પડયો. સુર્યના તપ્ત કિરણે તેની

ઉંઘમાં ભંગાણુ પાડયું; અને તે વિચારગ્રસ્ત ઘર તરફ ચાલવા લાગ્યો.

એક દિવસ જયદેવ નામનો એક મલ જે પોતાના બળ માટે ઘણુંજ અભિમાન ધરાવતો હતો, અને જે શહેરમાં યુદ્ધ કરનાર ન હોય તે શહેરના રાજા પાસેથી સવામણ સોનાનું પુતળું પોતાની વીરતાની આણુ ફેરવવા લેતો હતો, તેણે કૃષ્ણદેવની કચેરીમાં આવી કહ્યું, " હે ! રાજા ! તમારા રાજ્યમાં મ્હારી સાથે કોઇ યુદ્ધ કરવા હિમ્મત ભિડતો હોય તો તેમ, નહિ તો સવામણ સોનાનું પુતળું મ્હારા ટેકાનુસાર ભેટ કરો." મલને સિધું અપાવી એક તંબુ તણાવી આપ્યો, અને તહેનાતમાં ત્રણ માણસો સોંપ્યાં.

બીજે દિવસે સવારે કચેરીમાં એક સુશોભીત આરસપહાણના ટેબલ ઉપર ચાંદીના ખુમચામાં સોનેરી વરખથી શણગારેલા પાન સામુ દૃષ્ટિ કરી રાજા પોતે નીચે પ્રમાણે સંબોધન કરવા લાગ્યો:—

" મ્હારા સુજ્ઞ દરબારીઓ અને વીર સામંતો, આપણા રાજ્યમાં એક મલ આવ્યો છે; જે આપ સૌને વિદિત્ છે. તે શા વિચારમાં છે તે પણ સર્વને જાણ છે. મ્હારા ધારવા પ્રમાણે તે નિસંશય જોરાવર છે. તે ઘણે સ્થળે ફરી આવ્યો છે, અને તેને આસરે પચાસ પુતળાં એકઠાં કર્યાં છે. કોઇ પણ રાજ્યમાં એના જેવો જોરાવર મલ નથી. જો

આપણા રાજ્યમાંથી કોઇ તેને હરાવશે, તો આપણું રાજ્ય સોથી માનનીય ગણાશે, કોઇની પણ આપની સામુ થવા હિમ્મત ચાલશે નહિ, અને આપણી આબરૂ વધશે. જો આપણે એને પુતળું આપીશું, તો આપણી આબરૂને કલંક લાગશે, અને આપણા પૂર્વજોએ સંપાદન કરેલી કીર્તિ સહજમાં નાશ પામશે. વળી જે એને હરાવશે, તેને હું મ્હારી સેનાનો ઉપરી બનાવીશ, અને એક અમુલ્ય હાર કે જે અત્રે મ્હારા ગળાને શોભાવે છે તે હું મ્હારા સ્વહસ્તે તેના કંઠમાં આરોપીશ. માટે હે સુજ્ઞ દરબારીઓ! જેને આ મલ સાથે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તેણે આ બીડું લઈ, આપણા પૂર્વજોની આબરૂ જાળવવી."

"જય જય! મહારાજાનો જય થાઓ! આખી સભા ગર્જી ઉઠી અને તરતજ શાંત થઇ ગઇ. થોડી વારમાં બીહારીમલે ઉભા થઇ બીડું ગ્રહી મુખમાં મુકી દીધું.

શહેર બહાર એક મેદાનમાં કુસ્તી કરવાને જગ્યા સાફ-સુફ કરવાનો હુકમ આપવામાં આવ્યો અને આખા ગામમાં ઢંઢેરો પીટાવ્યો.

બીજે દિવસે સાંજે યુદ્ધ શરૂ થયું. બિહારીમલ એક-દમ જયદેવ તરફ દોડયો. મલ પણ પહેલેથી ચેતેલો હતો. તેણે તેની તરફ જોરથી દોડવા માંડયું. અડધે આવી બીહારી મલ નિચો વળી તેના પગમાંથી નિકળી, તીવ્ર ગુસ્સાથી વિજળીની

માફક તેના એક પગના ઘુંટણુ વચ્ચે પાછળ ઉભો રહી એક ઘુસ્સો પોતાના પગની પાટલીવડે માર્યો; સાથે સાથે ગળા ઉપર હાથ ટેકવી પાછળ હડસેલ્યો. મલ પડયો કે તરતજ તેની ઉપર બિહારીમલ સ્વાર થયો. સઘળા માણસો તાળી પાડી ઉઠયા. અને જાણે મલના રસ્તામાં નિશાચરોના રણકારનો પ્રતિઘોષ થયો. રાજાએ બીહારીમલને ઉઠી જવાની આજ્ઞા કરી; અને જયદેવને પુછ્યું, " તું મ્હારા રાજ્યમાં નોકરી કરશે." "હા" એવો જવાબ મળવાથી રાજાએ તેને બિહારીમલના હાથ નિચે તહેનાતમાં રાખ્યો. રાજાએ બિહારીમલને હાર આપ્યો. અને સૈન્યાધિપતી બનાવ્યો. બે દિવસ ઉપર તેને ત્યાં એક પુત્રીરત્નનો જન્મ થયો હતો. પુત્રીના પગલાથી આવું થયું માનીને બિહારીમલ ઘણોજ ખુશ થયો. અને તેનું ઉપનામ ચંદ્રલતા પાડયું. તે માતાપિતાની ઘણી લાડકવાઈ હતી. બિહારીમલ અને તેની સ્ત્રી સુકર્મિકા તેની ઘણી સંભાળ લેતાં; અને જરાપણુ વીલી મુકતાં નહિ. લાડમાં ઉછરેલી ચંદ્રલતાએ કદીપણુ દુઃખી સંસારના પવનનો જોશ જોયો નહતો. સુકર્મિકા ઉંચા કુળની ચતુર યુવતી હતી. તેના માબાપ તરફથીજ તે છોકરા કેમ ઉછેરવા વગેરેનું શિક્ષણુ પામી હતી. સુકર્મિકાએ ચંદ્રલતાને ભણાવી ઘણી ચપળ અને હુંશિયાર નિપજાવી હતી. હાલ ચંદ્રલતાની ઉમર ૧૭ વર્ષની હતી. ઘરમાં તેને સર્વ જણુ

ચંદ્રના ઉપનામથી બોલાવતું. જણાવ્યા પ્રમાણે તે રૂપ ગુણનો ભંડાર હતો. સંગિતશાસ્ત્ર નૃત્યકળા, ધર્મશાસ્ત્ર, ચિત્રકળા, લેખ્યકળા, શૂચીકર્મ, શરબતો બનાવવાની કળા, નાટ્યકળા, પક્ષી ભણાવવાની વિદ્યા, અને થોડું યુદ્ધકળાનું જ્ઞાન મેળવ્યું હતું. તેને જોઇ ઘણાક રાજાઓ તથા સામંત વર્ગ મોહ પામ્યો હતો. તેઓમાંનો એક કુકર્મસિંહ પણ હતો. આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે તે તેને અગાસીમાં જોઈ જ્વલંત હૃદયે નિસાસા નાખતો હતો, અને અત્રે તે તેણીનું હરણ કરવા આવ્યો હતો.

બિહારીમલે ચંદ્રલતાને ઇચ્છીત્ વર વરવાને કહ્યું હતું કારણકે તે જાણતો હતો કે,

" સ્વેચ્છા લગ્નથી બંધાએલું જોડું જે સુખ ભોગવે છે, તે સુખ ફરજીઆત લગ્નયુક્ત જોડું ભોગવી શકતું નથી. "

હે ! સુજ્ઞ વાંચક બંધુઓ ! તમે પણ એ વીર આર્ય બંધુઓની ઉત્તમ રીત દાખલ કરો. જે પાત્ર સાથે તમારે તમારો આખો જન્મારો વિતાડવાનો છે, જે ખાણમાંથી તમારે ઝગઝગીત રત્નો પેદા કરવાના છે, જે તમારા હિંદનું, તમારા આર્ય દેશનું હીર છે રે ! નુર છે, તેની જ્યોતિ પ્રકાશમયી બનાવવાને શું વિરૂદ્ધ વિચારના જોડા મદદરૂપ થઈ પડશે ખરા ? નહિજ. કારણ ? કવિ કહે છે કેઃ—

અભણ નારીને નર ચતુર,
ચતુર અભણ ને નાર;
મન બેના મળતાં નથી,
સુખ નવ લહે લગાર.
ચતુર ચતુર ને જોઇને,
મન સંતોષી થાય;
જોઈ ચકોરી ચંદ્રને,
જયમ મનમાં મલકાય.

ચંદ્રલતાએ વિજયપુરના રાજા અજીતસિંહને વરવાનું નકકી કર્યું હતું. બિહારીમલ્લે હાલ સુવર્ણપૂરમાં એક બંગલો લીધો હતો, કે જેનું વર્ણન પહેલા પ્રકરણમાં કરેલું છે. આજે આ બંગલામાં ભયંકર કૃત્ય થવાનું હતું. પ્રિય વાંચક ! આપણે કુકર્મસિંહને ઘણો વખત થયાં છોડી દીધો માટે ચાલો તેની ખબર લઇએ.

રસોઇખાનામાં એક બીજું બારણું હતું તે ઉઘાડીને કુકર્મસિંહ એક ઓરડામાં આવ્યો. આ ઓરડામાં બિહારીમલનું શયનગૃહ હતું. આ ભાગ દક્ષિણ દિશાના પહેલે માળે હતો. હમણા તે અને તેની સ્ત્રી તેમાં સુતાં હતાં. પુત્રી ઉમરલાયક હોવાથી તે જુદી એકલી સુતી હતી, તેથી કુકર્મિ કુકમને પાછા ફરવું પડયું. સઘળા ઓરડા તપાસતો તે રખડતો રખડતો ચંદ્રલતાના શયનગૃહની

નજદીકના ઓરડામાં આવ્યો. વચ્ચે એક બારણું હતું. તેની ફાટમાંથી જોયું તો એક નવ યૌવન બાળા લગભગ જાગૃત અવસ્થામાં એક પલંગ ઉપર સૂતેલી હતી. ઘડીએ ઘડીએ તે ચમકતી હતી. અને તે ઘણા વિચારમાં હોય તેમ લાગતું હતું. આ કુમારીકા ચંદ્રલતાજ હતી, અને કુકર્મ ચપ્પુવડે ઘાયલ થયે જમિનપર પડવાના અવાજથી જાગૃત થઇ હતી.

" અરે મ્હારી ચતુર પ્રિયા ! આજના જેવો દિવસ મેં કદિ પણ જાણ્યો અનુભવ્યો નથી." એકાંત જોઈ કુકર્મ ખુશ થઇ બબડયો. આ શબ્દોમાનાં કેટલાક ચંદ્રલતાના કાનઉપર પડયા અને તે ચમકી ઉઠી.



## પ્રકરણ ચોથું.

### બળાત્કાર.

કુકર્મિ જન કુકર્મથી,
બની જાય છે અંધ;
અવિચારી બનીને સદા,
કરે ધર્મનો ભંગ.

"અરે આ અવાજ શાનો થયો? શું કોઇ ચોર ચોરી કરવા આવ્યો હશે. એ સઘળા ઢોંગ છે. શું મ્હારા પિતાજી કે મ્હારી વ્હાલી માતા મને કાંઇ પૂછવા આવ્યા હશે! શું મ્હારા પ્રિયતમ, રે! મ્હારા પ્રાણ મને મળવાને તો નહિ આવ્યા હોય! હે પરમાત્મા! તેમ હોય તો તું મને જલદી તેના દર્શન કરાવ. ના, ના. તે આટલે દુરથી અહીં આ વખતે આવેજ નહિ. ત્યારે શું મ્હારાથી મુગ્ધ બની અશક્તિથી અંધ થએલામાંનો કોઇ દુર અંદેશી મને એકાંતમાં જોઈ મ્હારૂં હરણ કરવા આવ્યો હશે! તો હે પ્રભુ તેં શામાટે મને આટલું સુંદર રૂપ આપ્યું! પણ ખરે! મ્હારે તેને શા માટે દોષ દેવા જોઇએ! મ્હારા કર્મેજ હું અનેક મનુષ્યોના દુઃખરૂપ સર્જીત થઇ" પલંગપર પડેલી કુમારીકા આ પ્રમાણે વિચાર કરતી હતી.

એટલામાં"..........મ્હારી ચતુર પ્રીયા........દિવસ .. અનુભવ્યો ન્હોતો." આ શબ્દ ચંદ્રલતાના કાન ઉપર પડયા. આ શબ્દ સાંભળતાંજ ચંદ્રલતાની ખાત્રી થઇ ગઇ કે મ્હારા સ્વામિજ આવ્યા છે, અને તેજ આ શબ્દો બોલ્યા છે. તરતજ તે પલંગપરથી નીચે ઉતરી, અને ઝટ મળવાની આશાથી બારણા તરફ દોડી. તેના સદ્‌ભાગ્યે તે ત્યાં પહોંચતા પહેલાં બારણું ઉઘડયું, અને અજીતસિંહને બદલે કુકર્મિ કુકર્મ માંહે ધસી આવ્યો. ચંદ્રલતા આશ્ચર્ય પામી અને તરતજ ખસી ગઇ.

"હે પ્રભુ! દીનાનાથ! અબળાની લાજ રાખનાર! તારા જેવો સમર્થ આ દુનિયામાં બીજો કોણ છે કે વ્હાલા! તેના શરણે મારૂં મસ્તક મુકું! તું હમારા પતિવ્રતનું રાત દિવસ રક્ષણ કરે છે, અને હમણા પણ તેં મ્હારૂં પતિવૃત્ત સાચવવા તેનામાં કેવી બુદ્ધી મૂકી, જો તેં એનામાં અંદર પહેલાં આવવાની બુદ્ધી મૂકી ન હોત તો હું વગર વિચારે એને અજીત જાણી બાઝી પડત, અને મ્હારા આજ સુધીમાં એકઠા કરેલા પતિવૃત્તપર સહજમાં પાણી ફેરવત." આવા હૃદયભેદક વિચારમાં ચંદ્રલતા મસ્ત હતી તેવામાં કુકર્મસિંહ બોલ્યો,

તુજ હૃદય કઠીણ છે,
દયા તું દિલમાં ધાર;

મુને ઘણું રખડાવીયો,
ભેટ સખે દિલદાર.
ચંદ્રઃ—છટ છટ અહીંથી દુર થા !
પાપી જાત કુજાત;
રખે ધસ્યો આગળ વધ્યો,
તો હું મારીશ ઠાર.
કુકર્મઃ-હશે તુજ પ્રાક્રમ ઘણા,
પણ છેવટ સ્ત્રી જાત;
સ્ત્રીની બુદ્ધી પાનીએ,
માની લે મુજ વાત.
ચંદ્રઃ—તનમન ધન મેં અરપીયું,
અજીતસિંહને હાથ;
બીજે દ્રષ્ટિ નવ કરૂં,
અન્ય ભ્રાતને તાત.

કુકર્મઃ-હે ! વ્હાલી મ્હારૂં કહ્યું માન. મિથ્યા ગુમાનમાં ન જા, અંતે તું પસ્તાશે. અજીતડાને છોડી દે. મ્હારી પાસે તને ઘણુંએ સુખ મળશે. વ્હાલી ! હૃદયેશ્વરી ! હું તને ઘણી ચાહું છું. મ્હારી આજ્ઞાથી ત્હારી સેવામાં હજારો દાસીઓ હાજર રહેશે. પ્યારી, તારે ખાતર હું મ્હારો દેહ અર્પણ કરવાને પણ તૈયાર છું.

ચંદ્રઃ—દુષ્ટ અધર્મિ! તું અહીંથી દૂર થા! ધુળ પડો તારા વૈભવોમાં ને મેસ ઉડો તારા કુજાત ચહેરાપર! જા! કમજાત કપુત, ત્હારૂં કાળું મ્હો મને ન દેખડાવ, મને જોતાં લાજ આવે છે રે! હૃદય કાંપે છે. આર્યના નામને લજાવનાર એ નરપિશાચ નપુંસક ઢિંગલા, તારૂં કાળું કર! રે! બળી મર, તારો અવતાર આ પૃથ્વીને ભાર રૂપ છે. તું પૃથ્વી ઉપર પથરો થઇ પડયો હોત તો પણ ઘણું સારૂં થાત. ધોબી તારા ઉપર લુગડાં ધોઇ પોતાનું ગુજરાન ચલાવતે, અને તેનું કુટુંબ તને આશિર્વાદ આપતે. દુષ્ટ તેં તારી માતાની કુખને વગોવી છે, લજાવી છે. શું ક્ષત્રિયાણી પર પુરૂષોનું મ્હોં જોતી હતી? તું ક્ષત્રિય જ્ઞાતિમાં જન્મ્યો છે પણ તારામાં એ નષ્ટ! આર્યત્વ કયાં પ્રકાશે છે? સાંભળ આર્ય તો એજ છેઃ—

જે દીન જનને નિત્ય નિજના,
બન્ધુના સમ માનતો;
જે જીવધારી માત્રને,
નિજ પ્રાણસમ પિછાણતો.
વાત્સલ્ય ભાવ ભર્યો અતિ
જેમાં સહિત ઔદાર્ય છે;
આર્ય એ તો એજ છે,

કરતો સદા સત્કાર્ય જે.
નિજ બન્ધુને દેખતાં,
ઉન્નત રહે જલતો નથી;
જે નામનો ભૂખો નથી,
નિષ્કામ જેનું કામ છે;
જે સત્યનો છે સત્ય સેવક,
આર્ય એનું નામ છે.
જેના સુકોમળ હૃદયમાં,
દ્વેષાગ્નિ હું જલતો નથી;
જેના પરમ પાવન હૃદયમાં,
પોલીસી જડતી નથી.
જેના સુકોમળ હસ્તથી,
થાતું નથી દુષ્કાર્ય ને;
જે ન્યાયપર આરૂઢ છે,
બસ માની લે એ આર્ય છે.
જે નિચ્ચ નિંદિત કાર્યમાં,
નિજ ધન લુંટાવે છે નહિ;
જે પાપીઓ દુષ્કર્મિઓને,
શિર ઝુકાવે છે નહિ.
જે સત્ય વિદ્વાનો સદા,
સત્કાર કરતો પ્રેમથી;

એ આર્યને પરમાતમા,
રાખો હમેશાં ક્ષેમથી.
અભિમાનમાં આખર વધી,
મન માનિયું કરતો નથી;
કાયર કુટીલ કામી જનોથી,
એ કદી ડરતો નથી;
જે વીર ભરતી ઓટમાં,
ખણુ ખોટ કરતો છે નથી;
એ આર્ય છે એ આર્ય છે,
એમાં જરા સંશય નહિ;
મક્કમ રહ્યો નિજ ધર્મમાં,
સહીને હજારો આપદા;
જે ધર્મને નીજ માનતો,
દોલત બધી મ્હોટી સદા.
છે શ્રેષ્ઠ વિદ્યા દાન સૌ,
દાનો મહીં જે જાણતી;
વિદ્યાલયોમાં દાન દે,
હું આર્ય પ્રજા એ માનતી.
જે પવન પાવન પ્રેમરસમાં,
થઈ ખુશી રહેતો સદા;
જે સાધુ હોવા કાજ,

કરતો અનેકો સાધના.
જે ઇન્દ્રિઓનો દાસ થઈ,
જીવન વિતાડે ના કદી;
એ આર્ય કુળ બાળ્યુ ભલો,
કોથી જીતાતો છે નથી.
વિશ્વેશને સર્વત્ર વ્યાપક,
જાણીને તેથી ડરે;
નિજ ધર્મને ત્યાગે નહિ,
ચાહે જીવે ચાહે મરે.
નિજ સ્વાર્થને ભૂલી જઇ,
પરમાર્થમાં જે લાગતો;
એ ધર્મ ધારી વીર સચ્ચો,
આર્ય બચ્ચો કહાવતો.
આર્ય બનવા જો ચહે તો,
ધર્મના ગુણ ધારજે;
નિજ હૃદય દુર્વાસનાને,
યુક્તિ પૂર્વક મારજે.
યમ દમ નિયમ ધારણ કરી,
દુર્વૃત્તિઓને બાંધજે;
મન કુરંગ બાંહયો ગૃહી,
હસ્તો મહીં નીજ રાખજે.
દ્રઢ આર્ય છે સંસારને,

શૂરો પુરૂષ અતિ ફાંકડો;
તન ને મન ધન દેશ સેવા,
હિત તમારૂં જાળવો.
પુણ્ય સ્વરૂપ ઇશને,
ઉદ્દેશ્યની સિદ્ધિ કરો;
આગળ રહો સામાં સદા,
પાછળ કદી ના પગ ધરો
તવ આર્ય કુળ ગૌરવ પતાકા,
ગગન માંહે ફરકશે;
સંસાર પછી આ દેશના,
આર્યત્વના ગુણ ગાઇને.

કુકર્મ:—અરે! હું તારૂં લાંબુ ભાષણ સાંભળવા માગતો નથી. ઇંદ્ર, ગૌતમની સ્ત્રી અહલ્યા ઉપર, ચંદ્ર, બ્રહસ્પતિની સ્ત્રી તારા ઉપર મોહીત થયો ન્હોતો શું? એવા મ્હોટા મ્હોટા દેવો પણ મોહ જાળમાં ગરક થઈ ગયા છે, તો મ્હારા જેવા પામર પ્રાણીઓના શા હિસાબ? માટે હે પ્યારી! તું મ્હારૂં કહ્યું માન અને સુખી થા.

"અરે! નરાધમ, શું તેઓને કુદ્રષ્ટિ કર્યાનું ફળ ન્હોતું મળ્યું? ઇંદ્રને અહલ્યા ઉપર કુદ્રષ્ટિ કર્યાથી સેંકડો ભગ થયા હતાં. ચંદને તારા ઉપર મોહીત થયાથી ક્ષય રોગ થયો હતો જે અધ્યાપી પર્યંત તેને સારો થયો નથી.

સીતા હરણની શિક્ષા રાવણને શું રામ તરફથી ઓછી મળી હતી; અને કળીયુગને નળે તેના કુકર્મને માટે શું ઓછો આવ્યો હતો? જેવી રીતે દમયંતીએ દેવોને છોડી નળના કંઠમાં વરમાળ આરોપી હતી, તેમ તું ગમેતેવો હશે તો પણ મ્હારાં વિચાર ચલિત થશે નહિ."

કુકર્મઃ—અરે! તું ચાહે તેમ કહે હું શું ડરવાનો હતો? તને મ્હારૂં કહેવું માનવુંજ પડશે; બોલાવ તારા બચાવનારને.

ચંદ્રઃ—જેમ પોતાની સત્તાનો દુર ઉપયોગ કરનાર અધમ ક્ષત્રિઓનો સંહાર કરવા પરશુરામનો, જેમ પરસ્ત્રી પિપાંસુ રાવણને સંહારવા રામનો અને કંસ જેવા અનેક દૈત્યોનો નાશ કરવા શ્રી કૃષ્ણનો અવતાર તે દયાળુ પ્રભુએ ધારણ કર્યો હતો, તેમ આ વખતે મને સ્હાય કરવાને તે મૂર્તિમંત મૂર્તિ ચિંતા રાખશેજ રાખશે.

કુકર્મઃ—પરમેશ્વર કદીપણ કોઇને સ્હાય કરવા જતોજ નથી અને છતાં જો કોઇને તે સ્હાય કરવા મોકલશે તો તે આ સમયે આવવાની હિમ્મત ધરશેજ નહિ, માટે હું તને બળાત્કાર કરીને પણ મનાવીશ.

ચંદ્રઃ—તારાથી થાય તે કરજે.

આ સાંભળતાંજ તે કુટીલ કમજાત તે ગરિબડી અબળા ઉપર પોતાનું હીજડાપણું દેખાડવા ધરવા ચુકયો નહિ.



## પ્રકરણ ૫મું.

### હરણ.

ચંદ્રલતા મુર્છીત કરી,
લઇ ચાલ્યો નીજ ઘેર;
જ્યારે તે સાવધ થઇ,
સમજાવી રૂડી પેર.

માન્યું નહિ તે માનુની,
ત્યારે કિધો ક્રોધ;
પુરી એક ઓરડા મહીં,
અજીતે કીધી શોધ.

"તારાથી થાય તે કરજે" એવા અપમાનયુક્ત શબ્દો ચંદ્રલતાના મુખદ્વારા નીકળતા સાંભળીને વળી કુકર્મસિંહ સ્તબ્ધ થઇ ગયો. જાણે ચંદ્રલતાને રમવાને માટે એક સુંદર અતિ સુંદર સંગેમરમરના સુંવાળા પત્થરનું પુતળું હોય તેમ કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર સ્થિર સ્થિતિમાં ઉભો રહ્યો. થોડી પળ સુધી ઓરડો આવી શાંત અવસ્થામાં સ્થિર રહેલા મનુષ્યોથી શણગારાયેલો દૃષ્ટિગોચર થયો.

જે પલંગ ઉપર ચંદ્રના કીરણ સમ તારૂણી શયન કરતી પડેલી હતી તે દુધના જેવી સફેદ અતિ બારીક મલમલની મચ્છરદાનીથી ઢંકાયેલો હતો. ઓરડાની ભીંતો ઉપર દેવસ્થાનની માફક રાસલિલા, વિષ્ણુશયન, રામ રાવણનું યુદ્ધ, દક્ષનો યજ્ઞભંગ અને હનુમાન વગેરેના સુંદર ચિત્ર વિચિત્ર ચિત્રો ચિતરેલાં હતાં. વચ્ચે એક મોહક ઝુમ્મરમાં મનુષ્યાત્માકર્ષક તેજસ્વી દિવો મૂકવામાં આવ્યો હતો, પણ હમણા તેનો પ્રકાશ ઓછો કરી નાંખવામાં આવ્યો હતો. એક બાજુ પર ઠંડા અને નિર્મળ જળથી ભરેલું એક જળપાત્ર પડયું હતું, અને તેની પાસે એક ચાંદિના કોતરામણવાળું પ્યાલું પડેલું હતું. એક બાજુ પર ચંદ્ર-લતાના અમુલ્ય સુતરાવ અને રેશમી કપડાથી ભરેલું કબાટ જાહોજલાલીનું કારણભુત હતું. પાસે એક નાની પણ અતિ મજબુત તીજોરી હતી જેમાં ચંદ્રલતા પોતાનાં કિમતી ઘરેણાં મૂકતી. એક બાજુ ગોખલામાં એક રત્નજડીત કાંસકી તથા માથામાં નાખવાના અને સ્નાન વખતે ચોળવાના સુગંધીદાર મોહક તેલો તથા અત્તરો હતાં. એક ગોળ ટેબલ પર અવર્ણનીય કારીગીરથી ચાંદિના આખા ગઠ્ઠામાંથી કોતરી કાઢેલું તંબોળ પાત્ર ઉઘાડુંજ પડયું હતું. આ વખતે ચંદ્રલતાએ એક સફેદ સાળુ અને એક ચોળી પહેરેલી હતી. ઉભા હસ્તમાં પાનાને કોતરી કાઢેલી બંગડીમાં હિરાકણીનો

ઝમકાર જાણે નિરાશાની કાળી ભેંસમાંથી આશા રૂપી ધોળું દુધ ટપકાવતી ડોકીયા કરતી હતી. જમણા હાથની કનિષ્ટ આંગળીએ હિરાજડીત વીંટી જેમાં તેની જીવનદોરી અજીતની છબી હતી. તેજ જાણે આ અબળાને અસાધારણ શત્રુ સાથે બાથા ભિડવાં હિમ્મત આપતી હોય તેવો ભાસ થતો.

"બોલાવ ત્હારા સહાયકને" એટલું બોલી કુકર્મસિંહ ચંદ્રલતા તરફ ધસ્યો. અને ચંદ્ર તતક્ષણે બે પગલાં પાછી હઠી ગઇ, પણ પલંગના આગલા દક્ષિણ તરફના પાયાની ઠેસ વાગતાં તે ગભરાયેલી નીચે પડી. તેને કુકર્મસિંહે ઝાલી લીધી, પલંગપર સુવાડી પોતે પણ તેની પાસે ગોખમાંના સુગંધી અત્તરોમાંથી એક શિશિ લઇ છાંટવા તથા તેના ધોળા બરફ જેવા કપાળ ઉપર ઘસતો બેઠો. થોડી વારમાં તો તેણી અર્ધ જાગૃત થઇ, અને નિશ્વાસ મુકતાં બોલીઃ—

ગઝલ.

પધારો પ્રેમથી આંહી,
પ્રભુ મુજ સ્હાયને કાજે;
અતિ દુઃખી હું અબળા આ,
મૂકાવો દુષ્ટથી આજે.
બચાવી તેં કીચડ કરથી,

કૌરવ ડળથી સૈરંદ્રિને;
વળી મૂકાવી જયદ્રથથી,
મુકાવો દુષ્ટથી આજે.
દમયંતીને અજગરથી,
સિતાજીને દશાનનથી;
બચાવી તેં અતિ દુખથી,
મૂકાવો દીનના સાથી.

કુકર્મઃ—“ આહા ! શો મધુર સ્વર ! આહા ! શું તારામાં શીઘ્ર કવિત્વ શક્તિ પણ રાજ કરે છે ? તું શા માટે શોક વૃથા કરી રહી છે ! વિલાપ કરી મ્હારૂં ત્હારા પ્રત્યેનું સુકોમળ કાળજું શિદને ધડકાવે છે ! નિર્વિવાદ તો એજ છે જે મ્હારૂં કહ્યું માન્યે તારા સુખની ખામી રહેશેજ નહિ. હજારો દાસ દાસીઓ ત્હારી સેવામાં મ્હારા હુકમથી હાજર રહેશે, પાણી માગતાં દુધ હાજર થશે. તારી સઘળી આશાઓ હું પરિપૂર્ણ કરીશ. અને તું કહેશે તો ત્હારા હુકમનો આદર પણ કરિશ. મ્હારા બાગ બગિચા, મહેલ વાડી અને તીજોરીઓ ત્હારી પોતાની થશે, જે સુખ જોઈ દેવાંગનાઓને પણ ત્હારી અદેખાઈ કાં નવે ?

ચંદ્રલતાઃ—ધિક્કાર છે ત્હારા પાલકને ! અને આગ લાગો ત્હારા બાગ બગિચાને. રે દુષ્ટ ! આ ઘર છોડી

ચાલ્યો જા. ત્હારૂં ક્ષત્રિયને લજાવનારૂં કાળું મોં ભામટા ઘુવડ મને ન બતાવ; ક્ષત્રિયને પેટે આવા અધમ કુતરાને અવતરેલો જોઈ મ્હારૂં હૃદય કાંપે છે! રે! ઓછું આવે છે! જો તું અહિં ઉભો રહેશે, તો હું તને મારી નાખીશ. જો કે હું સ્ત્રી છું છતાં તારા જેવા બાઇલા અને હિચકારા પુરૂષોને હઠાવવાને શક્તિમાન છું. ચંદ્રલતા આગળ બોલવા જતી હતી, પણ એટલામાં કુકર્મ તેને બાઝી પોતાનું બાઇલાપણું પ્રસિદ્ધ કરવા લાગ્યો. ચંદ્ર પ્રથમથીજ ચેતી ગઇ હતી તેથી, તેણીએ પોતાના માથામાંથી એક ઝમકતું ખંજર ખેંચી કાઢ્યું અને કુકર્મને ઘા કર્યો, પણ તેને તેણે ન ગણકારતાં ચંદ્રને ધક્કો મારી પાડી નાખી, અને કંઇ ગજવામાંથી કાઢી તેની નાસીકા સન્મુખ ધર્યું, આથી ચંદ્રલતા મુર્છીત થઇ. વધારે વખત ગાળવામાં ફાયદો નથી એમ માની તે નિચે આવ્યો અને સિસોટી વગાડી. બે બાજુથી બુરખો નાખેલા બે માણસ આવ્યા. તેને તે ઉપર લઈ ગયો, અને ચંદ્રલતા તરફ હાથ બતાવી બોલ્યો, આ સ્ત્રીને તમે આપણે ઘેર લઈ જાવો. પેલા માણસોએ ચંદ્રને ઉપાડી ચાલવા માંડ્યું અને પાછળથી કુકર્મ ખુશી થતો ઘોડા પાસે આવ્યો. ઘોડાને થાબડી પોતાના ગૃહ તરફનો માર્ગ લીધો.

જ્યારે ચંદ્ર જાગૃત થઈ ત્યારે કુકર્મે તેને ઘણાં પ્રકારે

મિઠા શબ્દોનો વરસાદ વરસાવ્યો પણ તેથી શું રેતીમાં તે કાંઇ પોતાના મનોરથરૂપી ઝાડ ઉગાડી શકાય ખરૂં કે! સુભગા શાણી સતી એકની બે થઇ નહિ ત્યારે તે મનમાં કહેવા લાગ્યો કે, 'આજે નહિ તો મ્હારી પાસે રહેશે તો કોઇપણ દિવસે હું તેને મનાવીશ.' એમ ધારી કુકર્મે તેને એક ઓરડામાં અંધકાર સન્મુખ કેદ કરી, અને ત્યાં સખ્ત ચોકી રાખી.



## પ્રકરણ ૬ઠું.

## એક શોકજનક સ્હવાર.

પ્રેમ હેમ આ વિશ્વમાં, હેમ થકી મૂલ્યવાન
વિયોગ સારસ સારસી, ખોયે તન મન પ્રાણ.


આકાશમાં કાળાં વાદળાં ઘર કરી રહ્યા હતાં. આસપાસ સઘળું શાંત હતું છતાં કોઈ કોઈવાર પક્ષીઓનો કલરવ થતો; જે શોકજનક વાદળથી હૃદયોર્મિને ઉલ્લાસમાં આણવા ભંગ પાડવા સુચવતું. અરૂણે અશ્વાસન જોડી સૂર્યસઃ પોતાનું આગમન પૃથ્વી દેવી નજદીક સત્વરે કરવા માંડયું

પણ કાળ રૂપી કાળા વાદળાઓએ તેને પોતાના પ્રેમ પિપાંસુથી વિખુટાંજ રાખ્યા. જે સ્પષ્ટ દર્શાવિ આપતું કે એ એક દયાજનક, રે ! કરૂણાજનક દૃષ્ય હતું. મનુષ્ય માત્ર પોતાના ઉલ્લાસો પ્રેમી સૂર્યદેવના વિખુટા પડવાથી પ્રદાશત કરતા નહિ. ગમે તે હો પણ આપણી નાયકાના માતપિતા ઉઠતાંજ કાંઈ હૃદયભેદક આંત્રિક વેદના અનુભવવા લાગ્યા એ શું ? હળેલાં હૃદયોના આનંદ તથા દિલગીરીનું જોસ એકમેક પર કુદરતી રીતે થાય છે તેનો આ સચોટ પૂરાવો હતો. જેમ સરસીથી છુટું પડેલું સારસ તરફડીઆં ખાય છે તેમ ચંદ્રનો પ્રબળ વેદનાનો ઝુસ્સો પોતાના પ્રેમી માત પિતાના ઉપર લોહ ચુંબકની પેઠે દૃષ્યમાન થયો. દુ:ખી હૃદયોને પોતાની દુ:ખદ્ સ્થિતિમાં જેમ પ્રિય વસ્તુના ભણકાર થાય છે તેમ બીહારીમલ અને તેની અર્ધાંગીની સુકર્મિકાએ પોતાની પ્યારી બેટીને બોલાવી લાવવા ચાકરડીને હુકમ આપ્યો. તેણી ઉપર જઇ ઓરડામાં જુવે છે તો તેમાં ચંદ્ર મળે નહિ. તરતજ તે સુકર્મિકા પાસે આવી, ગભરાયેલા સાદે બોલી ઉઠી, 'બાઇ સાહેબ બેન તો જણાતા નથી અને મેં ઓરડો પણ ભયંકર સ્થિતિમાં જોયો. તરતજ ઉભા પુત્રીના ઓરડા આગળ ગયા અને જુવે છે તો ઓરડો વેરણ ખેરણ થયેલો દિઠો. વળી તેમાં લોહીના છાંટા પણ પડેલાં હતાં. પુત્રી ગુમ થયેલી દેખાતાં બિહારીમલ ઘણો

આકુળવ્યાકુળ થઇ આક્રાંદ કરવા લાગ્યો. સુકર્મિકા આ વાતની જાણ થતાં મહા શોકસાગરમાં ગોથાં ખાવા લાગી.

"અરેરે ! મ્હારી સુખમાં ઉછરેલી લાડકી પુત્રી, કે જેને કોઇ પણ દિવસ ભય કે દુઃખ જોયું કે જાણ્યું નથી, તે પોતાના પર આવી પડેલું આ દુઃખ જોઇને જીવેજ કેમ ! મ્હારી સુકોમળ હૃદયવાળી તે પ્રથમ તો ભય પામીને મુર્છીત થશે, અને જેમ વૃક્ષથી ખરી પડેલું પુષ્પ જેમ ઝટ કરમાઈ જાય છે, તેમ મ્હારી પુષ્પલતા કરમાઇ જશે. હમણા મને અપશુકન થાય છે તેથી મને સંશય થાય છે કે મ્હારી લાડકી ક્ષેમકુશળ હશે કે કેમ ! હાય ! હાય ! હમારો દુષ્ટ પ્રાણ, પ્રાણથી પણ વ્હાલી દિકરીના દુઃખ અને વિયોગની વાત સાંભળીને કેમ છુટી જતો નથી ! એ તે શું હશે ? અરે ! મ્હારૂં હૃદય ઘણુંજ કઠોર છે. મ્હારા ચંદ્ર સમાન વર્ણથી ભુષિત પુત્રી, આ ઘરને પ્રકાશિત કરતી, મ્હારી દૃષ્ટિ આગળ રમતી, તે દિવસો હજુ ભુલાયા નથી; હે ! પુત્રી તું કયાં હશે ! શું હશે ! ત્હારા વિના મ્હારા દિવસો કેમ પૂરા થશે, જેની મધુરી ટહુકાર કરતી વાણી મ્હારા સર્વ દુઃખને હરતી, એવી તે મધુર ભાષિણી મ્હારી મધુરાંગીની દિકરી આજે કોણ જાણે કયાં કેવાં સંકટો શોષતી હશે ! આ કોમળ હૃદયમાં તેના વિયોગથી ઘોંચાએલું શુળ કેમે કર્યું નિકળશેજ નહિ. હે ભગવન ! સમજાતું નથી કે

શું કરૂં ! કયાં જાવું ! કોને કહું ! આવા શબ્દો બિહારીમલના ઓરડામાં કર્ણગોચર થતા હતા. આ ટાણે સઘળા ચાકર ચાકરડીઓ શોધખોળ કરવા આમથી તેમ જતા આવતા જણાતા હતા.

વિજળીના વેગે આખા શહેરમાં આ વાત ફેલાઈ ગઇ અને થોડા વખતમાં વિજયપુર સુધી જઇ પહોંચી. જ્યારે અજીતસિંહને આ વાતની ખબર પડી ત્યારે તે ઘણો દિલગીર થયો. "વ્હાલી પ્રિયા ! શું તું ગઈ ! કયાં ગઇ ! મને જણાવ્યું હોત તો હું ત્હારી સાથે આવત. તારા દુઃખમાં આ અજીત ભાગ લેત. તારા વિના આ જીંદગી નિઃરસજ રહેશે ! હૃદય જવલંતજ કાયમ રહેશે ! ભૂખ કે તરસ પિડશે નહિ ! પ્હાડ ઘુંદશે નહિ ! નદિ નાળા રિબશે નહિ ! જંગલી પશુ ઘુરકશે નહિ ! ગઇ ! શું તું હંમેશને માટે એકલો મૂકી ગઇ ? તો ત્હારા વિના આ સૌ વૈભવો નકામાં છે. જેમ પાણી વિના માછલું તરફડે છે, અન્ન વિના ભૂખ્યો માણસ ટળવળે છે તેમ ત્હારા વગર મ્હારા હૃદયને સુખચેન પડશે નહિ ! શું કરૂં ! હા ! આવું છું ! શોધીશ ! ન ભાળ મળે આ દેહ પણ તારે સ્વાધીન કરીશ."

ભટકવું પ્હાડ વનવનમાં,
વટાવું નાળ સરિતાઓ;

ઝુકું વન જંગલે આજે,
ભલે જીવ દેહથી જાવો.
પ્રીયાના પ્રેમને ખાતર,
લગાવું અંગ વિભૂતિ;
જગાવું પ્રેમની હાંકો,
જીવન પ્રેમી વિના છુરી.

આવા વિચારોમાં ને વિચારોમાં કુંવર અજીત તેજ રાત્રીએ સાધુને વેશે, છુપો પણ હથિયારબંધ ચંદ્રલતાની શોધમાં નિકળી પડયો.



## પ્રકરણ ૭ મું.

### અજીતસિંહ.

વિજયપુરીનો રાજ્ય તન,
રૂપ ગુણને અંબાર;
જાણે બીજો દિનમણી,
સર્વ કળા ભંડાર.


સુવર્ણપુરની પૂર્વ દિશામાં ચંદ્રા નામની એક નદિ વહેતી હતી. આ નદિને સામે કિનારે વિજયપુર નામે

એક સુંદર શહેર હતું. સુવર્ણપુરથી વિજયપુર જતાં ઘણી અડચણ પડતી કારણકે નદિનું વહેણ ઉત્તરથી દક્ષિણ તરફનું પુર જોસમાં હતું. શહેરની આસપાસ એક ફરતો મોટો મજબુત કોટ હતો અને આ સ્થળે તેમાં નદિપર આવવાનો દરવાજો હતો. આ કોટની પાસે અંદરના ભાગમાં એક વિશાળ બાગ હતો. તેમાં બોરડી, આંબલી, આંબા, નાળીએરી, કેળ, જાંબુ, સિતાફળ, દાડમ, જમરૂખ, રાયણ, ગુંદા, સેંતુર, અને સોપારીના ઝાડો, પીપળા, કંચનાર, કદંબ, સીસમ, ટીંબરૂ, ખજુરી, લીમડાં, કરમદાં, દ્રાક્ષ અને તડબુચના વેલા, ગુલાબ, જાઇ, ચંબેલી, મોગરો, જુઇ, હાંડી ઝુમ્મર, (જાસુસ) ધંતુરા, કરેણા, કેતકી, ગુલછડી અને સાહેલી વગેરે પુલોનાં છોડવા ઉગાડવામાં આવ્યા હતા. વચ્ચે એક સુંદર પુવારો હતો, અને તેના ઉપર એક લેખ કોતરેલો હતો. આ બાગ ત્યાંના રાજા સુર્યસિંહના પિતા રણજીતસિંહે પોતાની રાણી ચિંતામણીની યાદગીરી માટે બંધાવ્યો હતો, અને તેથીજ તેનું નામ ચિંતામણી બાગ નામે પ્રસિદ્ધ હતું. હમણા દર સાંજે રાજા સૂર્યસિંહ કચેરી બરખાસ્ત કર્યા બાદ કંટાળેલા મગજને શાંત કરવા તથા સ્વચ્છ હવા લેવા આવતા.

આ બાગની પાસે થઇને એક રાજ્ય માર્ગ જતો, જે બંને બાજુએ શ્રીમાન અમિર ઉમરાવના ભવ્ય મહેલોથી

શણગારાયલો હતો. છેડા ઉપર મહારાજા સૂર્યસિંહનું ન્યાય-મંદિર હતું. તેમાં પ્રવેશ કરવા માટે એક ભવ્ય દરવાજો હતો. દરવાજાની સામે એક સુવર્ણનું રત્ન જડીત સિંહાસન હતું. અને આસપાસ બે વજીરોને માટે બે સિંહાસનો ગોઠવવામાં આવ્યા હતા; અને તેની પાસે બીજા સભાસદોને બેસવાને માટે મખમલના ગલીચાથી મઢેલી ખુરશીઓ હતી. ખુરશીની જોડાજોડ સોફાઓ વિરાજેલાં હતાં જે દરેક પર ચાર માણસ ખુલાસથી બેસી શકતા. મોટા સિંહાસનની પાછળ ચમ્મર ધરનારને બેસવાની બેઠક હતી અને સામે ફરીયાદીને ઉભા રહેવાની જગ્યા રાખવામાં આવી હતી.

વિજયપુરથી વિસેક માઇલપર રત્નપુરી નામ એક શહેર હતું. અહિંથી ત્યાં જવા માટે ફક્ત એકજ રસ્તો હતો અને તે રસ્તેથી બે દિવસમાં રત્નપુરી પહોંચાતું. આ રસ્તો બે ગાડીઓ વિના અડચણે જઇ શકે એટલો પહોળો હતો. કોઇ ઠેકાણે ધર્મશાળા વાવ કુવા અને દેવાલયો બંધાવવામાં આવ્યા હતા જે શોભામાં વૃદ્ધી કરતા. રસ્તાની બેવ બાજુએ ઝાડો ઉગાડવામાં આવ્યાં હતા. જે ઘોડેસ્વાર જનારને જાણે એક પ્રકારનો આનંદ મળ્યા શિવાય રહેતો નહિ. હમણા થોડેક દુર રસ્તા ઉપર ધુળ ઉડતી દષ્ટિગોચર થતી હતી. પ્રિય વાંચક, ત્યાં શા માટે ધુળ ઉડતી હશે તે આપણે જોઇએ.

રત્નપુરિના રાજા રત્નસિંહને ઘેર તેની પુત્રી સૌંદર્ય-દેવીનો સ્વયંવર હતો, તેથી તેમાં અનેક રાજાઓને આમંત્રણ કરવામાં આવ્યું હતું. વિજયપુરીના રાજા સુર્યસિંહને પણ આમંત્રણ કરવામાં આવ્યું હતું. તેથી તે કેટલાક ખાનગી સરદારોને લઈ દહેરા જેવા આકારના રૂપેરી રથમાં જેની ટોચ પર એક ધ્વજા જે પર "મહારાજા સુર્યસિંહનો જય થાવો" એવું લેખન શોભી રહ્યું હતું, તેમાં બેસી રત્નપુર જવા નિકળી પડયા હતા. આ સ્થળથી થોડે દુર કેટલાક સ્વારો આવતા હતા જેઓ ખુશમિજાજમાં પ્રવૃત દેખાતા. તેઓ ઘડીકમાં એકમેકની મશ્કરી કરતાં. એક એક ઉપર ચિડવાતા, એક એકના ઘોડાને ચમકાવતાં, ગામગપાટા હાંકતાં, હસતા તો કોઈ જરા દિલગીર થતાં, ઘોડાદોડની ખોટી સરત મારતા, પવનની લહેરોમાં ડોલતા આનંદ ને આનંદમાં આગળ વધ્યા જતા હતા. તેઓ સુર્યસિંહના ખીજમતદાર તથા દેહ રક્ષકો હતા, જેઓની સંખ્યા પચ્ચીસથી વધારે ન્હોતી. આ સંઘ તે દિવસે સાંજે રત્નપુરી પહોંચ્યો અને મહારાજા રત્નસિંહને ખબર કહેવડાવી પોતાને માટે તણાવેલા તંબુમાં ઉતારો કર્યો.

બીજે દિવસે ઇંદ્રસભાને લજાવે એવો સ્વયંવરની રંગ ભુમીનો દૃષ્ય જોનારને લાગતો. રાજાઓને બેસવાને ગલીચાથી મઢેલા આસનો ગોઠવવામાં આવ્યા હતાં. તે દરેકપર રાજા-

ઓનાં નામ કોતરેલાં હતા. મહારાજાઓ એક પછી એક આવી બેસવા લાગ્યા. જ્યારે સર્વ સભા ભરાઇ રહી ત્યારે રાજા રત્નસિંહે કુંવરી સૌંદર્યદેવીને મંડપમાં આવવાની આજ્ઞા કરી. થોડીવારમાં મંડપ દ્વાર આગળ કંઇ અવાજ થયો; અને હાથમાં વરમાળ લઈ એક કુંવારીકા મંડપમાં આવતી દેખાઇ. આ વખતે તેની સાથે કેટલીક સ્ત્રીઓ હતી. તેઓ તેણીને રાજાના નામ, ગુણ, પ્રરાક્રમ, પ્રજાનું સુખ દુઃખ વગેરે કહી સંભળાવતી હતી. જેમ દમયંતીએ દેવોને છોડી નળ રાજાને વરમાળ પહેરાવી હતી તેમ સઘળા રાજાઓને છોડી સૌંદર્ય દેવીએ આગળના અગાધ પ્રેમી મહારાજા સુર્યસિંહના ગળામાં વરમાળ આરોપી, તેથી સર્વ રાજાઓના મુખ ફિકા પડી ગયાં.

લગ્નનો દિવસ નક્કિ કરવામાં આવ્યો અને તે દિવસથી સૂર્યસિંહ અને સૌંદર્યદેવી લગ્નરૂપી પવિત્ર ગાંઠથી જોડાયાં. અનેક રીતે શિખામણો આપી, હેતના આંસુ ઢાળી સૌંદર્ય દેવીની માતાએ તેને સાસરે વળાવી. મહારાજા સૂર્યસિંહ વિજયપુર આવ્યાં અને સૌંદર્યબાગ નામનો એક સુંદર મોહક બાગ બંધાવ્યો. આ બાગની વચ્ચે સૌંદર્ય દેવીને માટે એક નૌતમ મહેલ વસ્યો.

બે ત્રણ વર્ષ કેડે સૌંદર્ય દેવીને ગર્ભ રહ્યાના ચિન્હો જણાવા લાગ્યા; અને દશ માસ પૂર્ણ થયે તેણે એક મહા

કાંતિવાળા પુત્રરત્નને જન્મ આપ્યો. મહારાજા સૂર્યસિંહને આ સમાચાર મળતાં તેના હરખનો પાર રહ્યો નહિ અને તેનું અમૃતથી સિંચાએલું મન આનંદોર્મિથી ઝરવા લાગ્યું.

પુત્ર પ્રસવ કેડે એક મહિને સૌંદર્યદેવીએ શાસ્ત્રવિધી પૂર્વક જળ પુજન કર્યું. આઠમે માસે શુભ મુહર્ત જોવડાવી, સૂર્યસિંહે કુંવરને સૌંદર્ય દેવીના ખોળામાં બેસાડી, સુવર્ણ પાત્રમાં દહીં, દુધ, ઘી, અને મધથી મિશ્ર કરેલા દુધપાકનું ( પંચામૃત ) પ્રાશન કરાવ્યું. અને સૂર્ય ભગનીએ પુત્રનું નામ અજીતસિંહ રાખ્યું. નવ વર્ષની વયે પુત્રને વિદ્યા પ્રાપ્ત કરાવવા ગુરૂને ત્યાં મોકલવામાં આવ્યો ત્યાં રૂપરત્ન પરિક્ષા, સુત્રક્રિડા. પ્રતિમાળા વાદ્યકળા, ચિત્રકળા, અને ચિત્રયોગ વગેરે વિદ્યાનું જ્ઞાન મેળવી, ગુરૂને મન માનિતિ દક્ષિણા આપી રાજ્ય કારભારમાં વાકેફ થવા અજીતસિંહ કચેરીમાં જવા લાગ્યો.

એક સમાના ઉપર અજીતસિંહ મૃગયા રમવા ગયો હતો. તેણે એક હરણ પાછળ ઘોડો દોડાવ્યો. તે હરણ ઘડીકમાં આઘે જતું તો ઘડીકમાં પાસે જતું એમ કરતાં તે પોતાને સ્થાને આવી પહોંચ્યું. જે વાડીમાં હરણ ગયું તેજ વાડીમાં અજીત ઘોડો મારતો દોડયો તો તે હરણ તેની પાલક નવયૌવન સુકુમાર બાળા પાસે આવી પાલવ નિચે સંતાઇ ગયું.

# તે હરણું કયું ?

## સોરઠ.

નામ નિરંજન પરદુખ ભંજન,
જપમાલા જપતી,
હું તો જપમાલા જપતી,
રસિલા જપમાલા...........
નિરખી લીલા રસિક રસાળા,
સંશોધન કરતી,
હું તો સંશોધન કરતી,
વિઠલ વા સંશોધન .....

## સાખી.

કુંજો મહી પુષ્પો ખીલેલાં, કુંજની શોભા વધી;
મૃગ બાલ ચંચલ ચોતરફથી, પેખતાં ઉર્મિ ઝરી.
થાત અશ્રુનો થતો, મૃગબાલ તેની શું ! સ્થિતિ;
શબવત્ ઠરેલું ઘેલડું, હું હેતથી પંપાળતિ.

## ત્રોટક.

બાલ મને નિજ માત ગણી,
કંઇ ઢાળીયું મસ્તક અંક મહી;
ગૃહી બાલ ગઇ ઉટજે મમના,
કરી પાલણ પોષ્યું રહી ન મના

## દિવ્ય છંદ.

### છાયા–વાઘેશ્વરી.

જનની વિયોગે રિબતું બાલ,
શાંતિ પામી શું રમે !
પ્રયત્ને મ્હારા અનુભવ્યું સુ,
કિંચિત સુખ તે જે ચહે.
મન વાંચ્છીત્ સુખ શોધતી યુવતી,
ના દિઠું કંઇ શોધતાં;
આશા ઇશ તું એકની પરે,
પામીશ જયમ સૌ પામતાં.
દિવસ વિત્યા બે ત્રણો કેડે,
દરો સ્વાદ લેતું શિશુ;
દ્રષ્ય આ પડયું આંખે રમ્ય,
અશ્વારૂઢ કો નૃપતિ.
અશ્વ છોડયો બાળ નાઠું જ્યાં,
સ્તબ્ધ ઉભો બાળ ઉભું ત્યાં;
યુવતીના અંગો રૂડા નરખી,
અવિવાહીત્ પિગળ્યો ત્યાં.
મનવાંચ્છીત્ સુખ શોધતી યુવતી,
નભ સામુ દ્રષ્ટિ ફરી;
જાણે માનતી પાડ જગત્ કર્તા,

ધન્ય ધન્ય આ ઘડી.
ગાંધર્વ લગ્ને જોડાયાં ઉભો,
જે જીવો સર્વ વ્હાતી;
ભારત ભગની ને ભ્રાત,
સીખો પ્રેમ પાઠ;
મન વાંચ્છીત,
મળશે નકી.

વાડીમાં દાખલ થએલા અજીતે કદી નહિ જોએલું કે જાણેલું દ્રષ્ય જોઇ આશ્ચર્યચકિત થઇ જોયાજ કીધું. સુંદરી જે એક ઝાડના ઓથામાં હતી તે આગળ આવી વીર યોદ્ધાને જોતાંજ પરવશ બની અને કુદરતને જાણે પોતાના મનવાંચ્છિત યુવકને નિરખી આશિર્વાદ આપવા લાગી. જેના વદન ઉપર શરમના શેરડા પડયાં હતાં તેવી લલિત નવયોવન સુબાળા શરમાતે શરમાતે ધિરા પણ માધુર્યમયી આલાપે બોલીઃ—

"આપ કોણ છો ?"

"હું વિજયપુરના રાજા સૂર્યસિંહનો કુંવર છું. મ્હારૂં નામ અજીતસિંહ છે."

"તમને આ વાટીકામાં પ્રવેશ કરવાનો શો હક છે ભલા ?"

"મ્હારા હક્કને માટે પૂછનાર તું કોણ છે કોમલાંગીની ? તે તો જરા જણાવ ?"

"હું આ વાડીની માલીક છું. મ્હારૂં નામ ચંદ્રલતા છે. મ્હારા પિતા બિહારીમલ આ સુવર્ણપુરના રાજા કૃષ્ણદેવના સેનાપતિ છે."

આ વખતે ચંદ્રલતા અજીતસિંહના રૂપ ઉપર મોહિત થઇ હતી, અને પરાક્રમની પરિક્ષા કરવાનેજ તેણીએ ઉપરનો સવાલ કર્યો હતો, તેથી "મ્હારા પ્રાણપ્રિય પતિ ! જ્યાં આપ જાવો ત્યાં મને લઇ જાવો." કહી અજીતને ગળે વળગી પડી. પ્રેમ પરિક્ષક અજીત અસાધારણ પ્રેમપ્રતિમા જોઈ તેને પ્રત્યાલીંગન આપવા ચુકયો નહિ. પ્રેમથી ગળગળીત થયેલા ઉભોના હૃદય ઝર્યાં અને જાણે વિંટાએલા ઝાડ વેલી પોતાના પાંદડાં રૂપી મુખ પ્રેમ પવને પાસપાસે આણી ચુંબતાં ચુકયાં નહિ. જે આનંદ અનુભવી શિવાય બીજાને ભાગ્યેજ પુરા પ્રમાણમાં જાણી અનુભવી શકાશે અજીત તેણીને છુટી કરતાં બોલ્યો, "પ્રિય, હમણા શિકારે નિકળેલો છું માટે જવાદે. લે આ વચન, હું તારો થયો, તારોજ રહીશ" કહી પોતાની વિંટી તેને આપી. પ્રત્યુત્તરમાં તેણીએ પોતાની વીંટી તેને આપી, અને થોડીવાર પછી અજીત, ચંદ્રને નિરાશ કરી અશ્વારૂઢ થઈ દૃષ્ટિ મર્યાદામાં અદૃશ્ય થઇ ગયો. અને ચંદ્રલતા નિરાશ થઈ, ઉંડા નિશ્વાસ નાખતી પોતાના ઓરડામાં આવી પલંગ પર પડી.



# પ્રકરણ ૮મું.

## ચંદ્રની શોધ.

અદકો સોથી પ્રેમ છે,
રખડાવે વન ગીર;
વિયોગ થાતાં પ્રેમીનો,
ધરે પ્રાણ નવધીર.
કમળ વસે કાસારમાં,
સુર્ય ઝગે આકાશ;
અંતર ઝાઝું છે છતાં,
પૂર પ્રીતીનો વાસ.

ચંદ્રા નદીને કિનારે એક હોડી ઉભી હતી. આ હોડીમાં એક ખલાસી બેઠો હતો; તેના હાથમાં હલેસું શોભી રહ્યું હતું. રાત્રિનો વખત હોવાથી અંધકાર પ્રદર્શિત કરતી નિશાદેવીએ પોતાને રાજ્ય મળ્યું જાણી સર્વ દિશાએ બિહામણું રૂપ કરી પોતાના રાક્ષસી રૂપનો પ્રભાવ દેખાડવા માંડયો હોય તેમ લાગતું; તેથી આપણે એક અમુલ્ય દ્રવ્ય ભાગ્યેજ જોતે પણ કાંઈક કારણસર સાધુના વેશમાં પાસે ઉભેલા માણસ ઉપર આપણી નજર પડી. આ ઘોર

અંધારી રાત્રીએ કોણ ? એ કાંઈ મનની કલ્પનાથી જાણી શકાય નહિ. લેખક અને વાંચક બની એક આખું અંગ થાય છે. લેખક અનેક ગુપ્ત સ્થળોમાં, પૃથ્વીના પડમાં, પતિ પત્નિના એકાંત મેળાપમાં અને જ્યાં સૂર્યનો પ્રકાશ પણ જઇ શકતો નથી ત્યાં પણ વાંચકને પોતાની સહાયતા આપી ખેંચી જાય છે, તેથી વાંચકને લેખકના પગલે પગલે ચાલવું પડે છે, અને તે અટકે ત્યાં અટકવું પડે છે, માટે આ માણસ કોણ હતું તે તમને વધારે ન તલસાવતાં એકદમ કહેવુંજ જોઇએ.

હમે આગળ જણાવી ગયા છીએ કે, જ્યારે ચંદ્રલતા ગુમ થઇ ત્યારે અજીતસિંહ સાધુને વિષે તેણીની શોધ કરવા નિકળી પડયો હતો'. આ સાધુ અજીતસિંહજ હતો. તેણે એક હાથમાં તુંબી પાત્ર અને બીજા હાથમાં યમદંડ ધારણ કર્યો હતો. ગળામાં કેટલીક રૂદ્રાક્ષની માળા ધારણ કરી હતી. ઘુંટણ સુધી પહોંચે એવી બનાવટી જટા પહેરી હતી. ભગવાં વસ્ત્ર પહેર્યાં હતા અને શરિરે ભભુતી ચોળી હતી, પણ તેની વેષ બદલવામાં કાંઇ ભૂલ થઈ ગઇ હતી. એક ભૂલ એ હતી કે તેના એક કાનમાં કુંડળ રહી ગયું હતું પણ તે ખલાસીએ જોયું નહતું. થોડી વારે સાધુ હોડીમાં બેઠો અને ખલાસીએ હલેસાં વડે પાણી કાપવા માંડયું. હોડી સડસડાટ વિજળીના વેગે ચાલવા માંડી, અને સાધુએ લલકારવા માંડયું:—

## માલકોસ.

જ્યમ વિખુટો વૃંદ,
મૃગ વનમાં અથડાયે;
પ્રાણપ્રિયા મૃગી વિના,
શાન્તિ જરા નવ થાયે. જ્યમ....
જળ વિણ મિના જ્યમ તરફડે,
રોગ પિડિત શરિર;
મુજ પ્રાણ ચંદ્રલતા વિના,
ધરી શકે કયમ ધીર. જ્યમ.....

જેમ બિલાડીને પાણીનો સ્પર્શ થતાંજ ચમકી ઉઠે છે, જેમ ઘીને અગ્નિનો સ્પર્શ થતાં ઓગળી જાય છે, તેમ ચંદ્રલતાનું નામ સાંભળી ખલાસીનું મન ઓગળ્યા શિવાય રહ્યુંજ નહિ. તે તરતજ બોલી ઉઠયો, “ હેં ! હેં ! સંદર-લત્તાનું સું સે ? ઈતો ખોવાઇ જઈ સેના ? ”

ખલાસી ચંદ્રલતા વિષે કાંઇ જાણતો હશે એમ ધારી સાધુએ પુછયું, “ શું ! શું ! ચંદ્રલતા કોણ છે ?

“ ભાઇ ! એ તો આપણા રાજા કરણદેવના હેનાપતી બિહારીઆની સોકરી સે. બસારી દુઃખી થઇ. બઉ ભલી હો ! ” ખલાસીએ જવાબ આપ્યો.

“ તેને એવું તે શું દુઃખ પડયું કે તે બહુ દુઃખી થઈ ? ” સાધુએ પુછયું.

"હેં! ભાઈ! તમે હુવરણપુરમાં રોછો, ને એની કેમ જાનો? ખલાસી બોલ્યો.

"ના ભાઇ, હું સુવર્ણપુરમાં રહેતો નથી. હમણાજ વિજયપુરથી આવું છું, તેથી હું તેને ઓળખતો પણ ન્હોતો માટે હે ભાઈ! તેના વિષે જેટલું જાણતો હોય તેટલું મહેરબાની કરીને મને કહે."

"હાંભરો! એ સોકરી પન્નેલી ની ઉતી. કાલે રાતે એના ઘરમાં સોર આવેલોના તે એને આનામાના સોરી જીઓ. લોકો કેસેકે, તે એક જાગીરદારનો સોકરો ઉતો."

સાધુએ ખલાસીને આડાઅવળા કેટલાક સવાલો પુછી તેની પાસે એટલી ખબર મેળવી કે, 'કોઇ ક્ષત્રિય જાગીરદારનો છોકરો કાલે રાત્રે આવી ચંદ્રલતાનું હરણ કરી ગયો હતો.' થોડીવારમાં તે હોડી ઉતરવાની જગ્યા આગળ આવી પહોંચી, અને જાને સોંપેલું કામ પૂર્ણ થયા પછી રમવાનો વખત આવ્યો સમજી છોકરાં ખુશી થઈ કુદે છે, તેમ અજીતસિંહ ઉતર્યો કે તરતજ ભારથી કંટાળેલી હોડી કુદતી હોય તેમ લાગતું. સાધુએ હોડીમાંથી ઉતરી પોતાના કાનમાં રહી ગયેલું કુંડળ કહાડી હાથમાં મૂક્યું, અને શહેર તરફ ચાલવા મંડયો. કુંડળ રૂપી લક્ષ્મીની અમુલ્ય મૂર્તિ જોઈ ખલાસી ચકિત થઇ ગયો અને એ મૂર્તિ અર્પ-

નારની પાછળ એક દ્રષ્ટિથી જોવા લાગ્યો, . જ્યારે સાધુ અદ્રષ્ય થઇ ગયો, ત્યારે તે કુંડળ તરફ જોવા લાગ્યો અને સાધુને આશિર્વાદ આપવા ચુકેજ કેમ !

પણ અજીતસિંહ કયાં તેના આશિર્વાદ સાંભળવા ઉભો રહ્યો હતો ? તે તો કયારનો તે હોડી આગળથી અદ્રશ્ય થઈ, શહેરમાં જતો રહ્યો હતો ! શહેરમાં દરવાજાથી થોડેક દુર એક ધર્મશાળા હતી, તેમાં અજીતસિંહ ઉતર્યો અને આખી રાત તેમાં સુઈ રહ્યો; પણ ચિંતાતુર મનુષ્યને ઉંઘ કયાંથી આવે ? સ્હવારમાં ઉઠી તેજ વેષે આખા શહેરમાં ફરી લોકો પાસે એવી ખબર મેળવી કે, 'અહીં કુકર્મસિંહ નામનો એક માણસ છે, તે એક દિવસ ચંદ્રલતાને અગાસીમાં જોઇ મુગ્ધ બન્યો હતો, આથી થોડો વખત વિત્યા કેડે તેણે પોતાના દાદા પાસે તેણીની માગણી કરાવી હતી, પણ ચંદ્રલતાએ તેને ધિક્કારી કાઢયો હતો, તેથી તેણીને મેળવવા તે બહુ પ્રયત્ન કરતો હતો.'

અજીતસિંહે ધર્મશાળામાં આવી ચાકરને વેષે કુકર્મસિંહને ઘેર જવા નક્કી કર્યું. સવારે ચાકરનો વેષ લઇને તે પુછતો પુછતો કુકર્મને ઘેર ગયો. આ મહેલ બહારથી ઘણો બેડોળ દેખાતો હતો. બારણામાં કેટલાક ચાકરો બેઠા હતા. તેમને રામ રામ કર્યા પછી તેને તેઓને પોતાની ચાકરી કરવાની મરજી બતાવીને કહ્યું કે, " જો તમે મને તમારા

શેઠની નોકરી અપાવશો તો હું તમારો ઘણો ઉપકાર માનીશ." આથી કેટલાક જુવાન ચાકરો તેની મશ્કરી કરવા લાગ્યા, પણ એક વૃદ્ધ ચાકરને તેની દયા આવી ને તેને પોતાના શેઠ પાસે લઇ ગયો.

પ્રિય વાંચક, હમણાં આ મહેલમાં એક ઓરડામાં એક માણસ ખુરશી ઉપર બેઠેલો હતો. આ ઓરડો તે માણસનો ખાનગી ઓરડો હતો. ઓરડાની વચ્ચે એક ટેબલ હતું તેની કોરણુ કોતરકામથી શોભતી હતી. આ ટેબલપર કેટલીક ચોપડી અવ્યવસ્થીત્ સ્થિતિમાં પડી હતી, અને તેની જોડે કલમદાન તથા ખડીઓ પડેલાં હતાં. આ કલમદાનમાં એક કલમની જગ્યા ખાલી હતી અને તે કલમ પાસે ખુરશી ઉપર બેઠેલા માણસના હાથમાં હતી. આ ટેબલની આસપાસ લોખંડની વળી જાય તેવી ખુરશીઓ હતી. ખુરશીની બેઠકમાં સ્પ્રિંગો હતી અને તેની ઉપરની પોચી લાદી મોહ પમાડે તેવી હતી. પાસે એક રદી કાગળો નાંખવાની ટોપલી પડી હતી. એક બાજુપર મ્હોટાં આરસાવાળું અર્ધ ઉઘાડું કબાટ પડેલું હતું. આ કબાટમાં તેના સુંદર ડ્રેસો તથા નિચેના ભાગમાં ચોપડાઓ ગોઠવેલા હતા. ચોપડાની સાથે સાથે એક સુખડની પેટી હતી જેમાં રંગબેરંગી સુગંધી યુક્ત અત્તરોની સુવાસ રાજ્ય કરતી હતી. હવે તમને જણાયુંજ હશે કે આ માણસ કુકર્મ-

સિંહજ હતો. તેના હાથમાં વિરાજતી કલમે નિચે પ્રમાણે એક સુંદર કાગળ ઉપર ચિતર્યું હતું:—

પ્રિય મિત્ર મદનસિંહ,

મુ. રત્નપુર.

વિ. વિ. સાથે લખવાનું કે મેં આજથી ચોથે દિવસે કામાવેશમાં પ્રવૃત્ત થઈને ચંદ્રલત્તાનું હરણ કર્યું છે, પણ હજુ સુધી તેણીએ તે વાત માન્ય કરી નથી, તેથી મેં તેને એક ઓરડામાં કેદ કરી છે. તેના પિતાએ................

આટલું લખ્યા પછી તે અમુક વાત લખવી કે નહિ તે વિચાર કરતો હતો. એટલામાં કોઈએ બહારથી બારણું ખખડાવ્યું. એકદમ તે ચમકી ઉઠયો અને બારણા ઉઘાડતાં. ગભરામણમાં તે કાગળ સંતાડવું ભુલી ગયો. તરતજ બે માણસો દાખલ થયાં, તેમાંનો એક યુવાન અને બીજો વૃદ્ધ હતો. વૃદ્ધે કુકર્મસિંહના ટેબલ નજદીક આવી સલામ કરી, તેનું અનુકરણ પેલા યુવાને કર્યું. આ યુવાન બીજો કોઈજ નહિ પણ અજીતસિંહજ ચાકરના લીબાસમાં હતો.

તે વૃદ્ધે કુકર્મસિંહને કહ્યું, “ સાહેબ, આ માણસ આપણે ઘેર નોકરી કરવા આવ્યો છે, એ બહુ ગરિબ છે.”

કુકર્મસિંહ—(અજીતને) ત્હારૂં નામ શું ?

અજીતસિંહ—મ્હારૂં નામ રામચંદ્ર.

કુકર્મ—તું પહેલાં કોને ઘેર નોકરી કરતો હતો ?

રામ—હું પહેલાં સુવર્ણપૂરના સેનાપતિ બિહારીમલની સેવા કરતો હતો.

કુકર્મ—ત્યાંથી શામાટે નિકળવું પડયું ?

રામ—સાહેબ ! હું કોઇની પણ છાની વાત મ્હારા શેઠનેજ કહેતો મ્હારી એ ટેવ તેમને ગમતી નહિ, તેથી એણે મને કાઢી મૂકયો. વળી એની છોકરી ચંદ્ર મારા તરફ ઘણી દુશ્મનાઇથી વર્તે છે.

(આટલું કહેતાં પહેલાં રામચંદ્રે પાસેના ટેબલપર પડેલો કાગળ વાંચી લીધો હતો, સુભાગ્યે કુકર્મે તે જોયું ન્હોતું).

કુકર્મ—વારૂ. તું એક ઓરડાની રખેવાળી કરશે ?

રામ—હાજી. ઘણી ખુશીથી.

કુકર્મ—શું પગાર લેશે ?

રામ—સાહેબ ! તમેજ આપશો, તે કબુલ કરીશ.

કુકર્મ—હું તને પચ્ચીસ રૂપીયા પગાર આપીશ.

રામ—વારૂ. સાહેબ હું કાલથી આવીશ.

એમ કહી રામચંદ્રે જવા માંડયું, પણ એટલામાં કંઈક યાદ આવતાં તે પાછો ફર્યો, અને બોલ્યોઃ—

“ પણ સાહેબ ! હું કોઇનું એઠું ખાઇશ નહીં.”

“ વારૂ, તારે માટે કંઇક ગોઠવણ કરીશ.” એમ કહી કુકર્મસિંહે પત્ર લખવા માંડયો અને રામચંદ્ર પેલા વૃદ્ધની જોડે ચાલતો થયો.



## પ્રકરણ ૯ મું.

## કુકૃત્યની શિક્ષા.

કાળા કર્મો આપના,
જરૂર નર્ક લઇ જાય;
ખાડો ખોદે જે જનો,
તે આખર પસ્તાય.

આજે દિવસે રામચંદ્ર નોકરી પર ગયો ત્યારે તેને એક ઓરડો બતાવવામાં આવ્યો અને કેટલીક ખાનગી શિખામણ આપવામાં આવી, જેથી રામચંદ્રની ખાતરી થઇ કે, 'એજ દુષ્ટે મ્હારી હૃદયેશ્વરીને હરી મને દુઃખ દેવામાં કચાસ રાખી નથી.' એક દિવસ તે ઓરડામાનાં હીંચકા ઉપર બેસી નીચે પ્રમાણે વિચાર કરતો હતો. "અરેરે! પ્યારી! તું અત્યારે કેટલું દુઃખ ભોગવતી હશે, તેનો સહજ વિચાર આવતાં હું અત્યંત શોકાતુર થઈ નિશ્વાસ મૂકું છુ. આજ સુધી તને સુખી જાણી હું પણ સુખી હતો, પણ હવે મને તારૂં દુઃખ યાદ આવતાંજ અન્ન પણ ભાવતું નથી, અરે! રાત્રીએ નિદ્રા પણ આવતી નથી. અરે દૈવ! તેં શા માટે મ્હારો મેળાપ એ સુકોમળ બાળા સાથે કરાવ્યો? રે

દુષ્ટ મૃગ ! તું શા માટે મને ત્યાં ખેંચી ગયો ? પણ ના. પ્રેમીને આ વિચાર હોઈજ કેમ શકે ? એમ નહિ. મ્હારૂ નસિબજ મને અત્રે ખેંચી લાવ્યું છે.”

આવા વિચાર કરતો હતો, એવામાં તેની નજર બારણાના એક કાણા તરફ ગઈ. તરતજ તે હિંચકા પરથી ઉઠી તે કાણામાંથી અંદર જોવા લાગ્યો.

આ ઓરડો ખરેખર ઘણો હ્યાજનક હતો. તેમાં અજવાળું અને પવન આવવા માટે ઉપરના ભાગમાં ફક્ત બે નાના જાળીયાં હતાં, પણ અંદરથી તે એક શયન ગૃહ જેવો હતો. તે ઓરડાની જમીનપર લાદીઓ જડેલી હતી. એક બાજુ પર એક પલંગ હતો અને તે એક સુંદર મચ્છરદાનીથી ઢંકાયેલો હતો. આ પલંગની પાસેની જગ્યા ઉપરથી કંઇ મ્હોટી ભારે ચીજ ખસેડી હોય તેના ચિન્હ જણાતા હતા. એક ખુણાપર ઘણો કચરો પડેલો હતો, અને તેમાં કેટલાક ખોટા પૈસા પડેલા હતા. એક ખુણામાં કેટલીક ભાંગેલી કલમો તથા ભાંગી ગયેલા ખડીઆ નજરે પડતા હતા. તેથી આ ઓરડામાં પહેલાં જામદાર ખાનું હોય, એમ માલમ પડતું. પલંગની બીજી બાજુપર એક સાદડી પડેલી હતી. અને તેની ઉપર હમણાં એક આશરે ૧૭ વર્ષની કન્યા અર્ધ જાગૃત અવસ્થામાં દિલગીરી ભરેલા ચહેરે નિશ્વાસ નાખતી બેઠી હતી. તેના કેશ વિખરાયલા

હતા. અને તેણીએ ઘણો સાદો પોષાક પહેર્યો હતો. તેનાં મ્હો પર સુકાયલા આંસુના ચિન્હો તરી આવતાં હતાં.

આવો કમકમાટ ભરેલો દેખાવ જોઈ, રામચંદે દાંત પીસ્યાં, પણ દાદરપર કોઇનાં પગલાં સાંભળવાથી તે પાછો હીંચકાપર જઇ બેઠો; અને તરતજ કુકર્મસિંહ તે ઓરડામાં દાખલ થયો. રામચંદ્ર તેને સલામ કરી, અને કુકર્મસિંહે બારણું ઉઘાડી અંદર જઇ તે બંધ કરી દીધું. રામચંદ્ર પાછો ફાટમાંથી જોવા લાગ્યો. જેવું તે બારણું ઉઘડ્યું કે તરતજ તે બાળા ચમકી ઉઠી અને ઉભી થઇ બોલીઃ—" રે દુષ્ટ !" તે બાળા આ વાકય પુરૂં કરવા જાય છે તેવામા તો કુકર્મસિંહ બોલી ઉઠયોઃ—" શું તું મને ધિક્કારે છે ! ".

પ્રિય વાંચક ! આ વાતચીત પરથી તમે સમજ્યા હશો કે આ સાદડી ઉપર બેઠેલી બાળા ચંદ્રજ હતી.

ચંદ્ર—હા. એકવાર નહિ પણ કોટીવાર.

કુકર્મ—શા માટે.

ચંદ્ર—તું ઉંચ જાતિમાં જન્મેલો, પણ કામાંધ નીચ કીડો છે તેથી.

કુકર્મ—પ્યારી હું ખરાબ માણસ નથી, પણ એક ધનવાન સદ્‌ગૃહસ્થ છું. નસિબ યોગે મેં તને અગાશીમાં જોઇ, ત્યારથી હું તારૂં રટન કરૂં છું. ખરેખર હું તને

ખરા અંતઃકરણથી ચાહું છું. માટે મ્હારૂં વચન કબુલ કરી, તું સુખી થા અને મને સુખી કર.

ચંદ્ર—તારૂં બોલવું નકામું છે. મેં મ્હારો પ્રાણ તારાથી પણ અધિક ગુણવાન, નિતિવાન અને દયાળુ માણસને સોંપ્યો છે.

કુકર્મ—જરા વધારે વિચાર કરીને કહે.

ચંદ્ર—મ્હારે વિચાર કરવાનો નથી. મેં વિચાર કરીનેજ કહ્યું છે.

કદી પ્રાણ છુટે તન થકી,
કુકર્મથી ડરતી નથી;
હું પુત્રી છું એક આર્યની,
કામી થકી ડરતી નથી.
'અજીત' મૂર્તિ હૃદયમાં છે,
જીવ જતે ભૂલાય ના;
ગરિબ કે ધનવાન મ્હારો,
અજીતસિંહ વિસરાય ના.
કૃતઘ્ની ભલે આ જગ બને,
આર્યા ચળે ના ધર્મથી,
જીગરની ખાખ કે મિટ્ટી,
થયે તે ના ચળે જરથી,

કુકર્મ—શું તું મ્હારા હુકમનો અનાદરજ કરીશ? આજસુધી મ્હારી આજ્ઞાનો ભંગ કોઇએ કર્યો નથી ને શું તું તેમ કરી ફાવી જઇશ? શું શિયાળ સિંહને છેતરી જશે! જોવું છું કે અહીં તારો બેલી કોણ છે.

ચંદ્ર—સિંહ કાંઇ પોતાની મેળે બનાતું નથી. તેને માટે કરોડો સંકટો વેઠવા પડે છે. તારા મનથી ભલે ઓ પાપી કુતરા! તું તારી જાતને મોટી માન પણ દુનિયા તારા એકલાની બનેલી નથી. તું શું એમ ધારે છે કે અહીં મારો કોઇ વાલી નથી. અને તેથી તું મ્હારૂં પતિવૃત્ત લુંટી શકશે? તું અજાણ હોય તો જાણ કે સ્ત્રીનું પતિવૃત્ત કાચની બરણી જેવું છે. જેમ ભાંગેલી કાચની બરણી પાછી આખી થઈ શક્તિ નથી, જેમ તોપમાંથી નિકળેલા દારૂગોળાને કોટી ઉપાયે પાછો વાળી શકાતો નથી. અને જેમ બોલેલું વચન પાછું ખેંચી શકાતું નથી, તેમ સ્ત્રીનું શિયળ એકવાર ભંગ થયે કદીપણ આખું થઇ શકતું નથી, અને તે હંમેશને માટે કલંકીતજ રહે છે. રે! દુષ્ટ! તું યાદ રાખજે કે સ્ત્રીનું પતિવૃત્ત લુંટવામાં કાંઇપણ માલ નથી. ઓ મળમૂત્રથી ભરેલા આ હાડ ઉપર લોભાયલા ઘુવડ! હમણાં તો તું ત્હારી વિષય લાલસા તૃપ્ત કરશે, પણ પાછળથી તારા અતિ બુરા ચંડાળ જેવા હાલ થશે. હે નરાધમ! મ્હારો પ્રાણ જશે તેની મને પરવા નથી પણ

હું કદીપણ શિયળ ભંગ થઇ આ પ્યારા દેશ આર્યભૂમિને, રે ! માવડી ભારતને, પ્યારાં જન્મદાતા માતા પિતાને અને આર્યાના અતિ ઉમદા ધર્મ તથા નામને લજાવી મ્હારૂં નામ નર્કપિશાચનીઓના ખત ઉપર જતું કરીશ નહિ. પ્રભુ તરફ દ્રષ્ટિ કર ! તું તેને જોતો નથી, પણ તે તને જોઇ શકે છે. ઓ આર્યકલંક, કરેલાં કૃત્યની તેની પાસે માફી માગ; તે ભલો જરૂર આપશે.

કુકર્મ—હું તારા પ્રભુને જાણતો પિછાણતો નથી. દુનિયામાં પ્રભુ છેજ નહિ, તેથી હું તારી અશક્તિનો લાભ જરૂર લઇ શકિશજ.

ચંદ્ર—તું મૂર્ખ છે. તે સર્વવ્યાપક હોઇ સર્વ સ્થળે મોજુદ છે પણ તારા જેવાં કુક્કર તેને જોઈ શકતાં નથી. તે જગતનાયક મ્હારૂં પતિવ્રત લુંટવા દેશેજ નહિ.

કુકર્મ—ક્યાં છે.

ચંદ્ર—તું આંધળો છે તેથી......

"શું તું મને આંધળો કહે છે ?" આટલું બોલી કુકર્મસિંહ બે પગલાં આગળ વધ્યો, પણ એટલામાં જાણે વિજળીનો ઝમકાર થયો હોય તેમ એકદમ બારણું ઉઘડી ગયું, અને એક વિચિત્ર મૂર્તિ તે ઓરડીમાં ખડી થઈ ગઈ. આ કોઇજ નહિ પણ દીન ચંદ્રનો બેલી અજીત હતો. કુકર્મ પાછુ

ફર્રાને જોવા જતો હતો એટલામાં તો રામચંદ્રે તેને લમણામાં એક મેથીપાકનો લાડુ જોરથી ધમકાવ્યો, કુકર્મ બેભાન થઇ નિચે પડયો. અજીતે ગજવામાંથી એક શીશી કાઢી તેને સુંઘાડી તથા તેના હાથ પગ બાંધી પ્રિયાને દિલાસો આપ્યો.

આ વખતે તે તેણીને છુટી કરત પણ આગળ થનારા બનાવોને યાદ કરી, તેણે તેણીને ત્યાંજ રાખવા ઉચીત ધાર્યું. પછી શુરવીર રામચંદ્રે કુકર્મના કપડાં પહેરી પોતાનાં તેને પહેરાવ્યાં અને ચાકરો પાસે આવી પેલા વૃદ્ધ ચાકરને ધમકી આપી બોલ્યો, "અરે બુઢ્ઢા! તારી અક્કલ કયાં ગઇ છે? તું કયા માણસને મ્હારી પાસે લાવ્યો હતો. તેં તારાં આટલાં વર્ષ ક્યાં ગુમાવ્યાં? તું જે માણસને મ્હારી પાસે લાવ્યો હતો તેણે મ્હારી સર્વ મહેનત રદ કરી હોત, પરંતુ મેં તેની આપણા ખાનગી ઓરડામાં શું સ્થિતિ કરી છે, તે જઇને જુવો તેને. ઘટતી શિક્ષા કરવા હું તમારે હાથ સોંપું છું, "માટે તમે સૌ ત્યાં જાવો અને શિક્ષા કરો, પણ જોજો પેલી નાસી ન જાય."

કુકર્મના હથીયારમાંથી ચંદ્રલતાએ એક કટાર તેની બંદિવાન અવસ્થામાં કાઢી લઇ પોતાના પલંગની ગાદી નિચે ખોશી દીધી.

અહીં કુકર્મના લિબાસમાં રામચંદ્રે ઉપર પ્રમાણે જણાવતાંની વારે સર્વ ચાકરો ગર્જી ઉઠયા, અને ઝડપથી તે ઓરડા તરફ ચાલ્યા. ચાકરોના જવાબાદ રામચંદ્ર પલાયન કરી ગયો.

પ્રિયવાંચક ચાકરોએ ઉપર જઇ શું કર્યું ?



## પ્રકરણ ૧૦ મું.

## ક્યાં ગયો. ?

પ્રેમી સરદારો વસે,
નગર ગામ જે ઠામ;
પ્રેમે પુજે સૌ પ્રજા,
વળી કરે સન્માન.

સવારનો વખત હતો. આકાશ સ્વચ્છ હતું. જેમ રસ્તામાં રમતાં છોકરાં દુરથી મહેતાજીને આવતાં જોઈ નાસી જાય છે તેમ પૂર્વમાં તેજસ્વી સૂર્યનારાયણના આ ગમનનો વખત થયો જાણી તારાઓ એક પછી એક મોં સંતાડવા લાગ્યા. વાડીઓમાં ફુલો ખીલવા લાગ્યાં, અને ભ્રમરાઓ તેની આસપાસ ગુંજારવ કરવા લાગ્યા. ચકલી, પોપટ, મોર, મેના વગેરે પક્ષિઓ માળામાંથી બહાર નિકળતાં અવાજ કરવા લાગ્યાં. કોઇ ઘરમાં દહીં વલોવાનો ધ્વની કાને સંભળાતો. વાણીઆના છોકરાં અક્ષર ઠેરવવાં દોપીસ્તા લઇ ચિતરતા બેઠા હતા, કેટલીક સ્ત્રીઓ પોતાના કુટુંબને માટે પાણી ભરવા લચકાતી લચકાતી માથે બેડું આબાદ ટેકવી, નદી તરફ જતી હતી. ચકોર પક્ષી કોઇ ગુપ્ત સ્થળે ચોરની માફક ભરાઇ બેઠું. ચોર લોકો પોતાની આશા સફળ અથવા નિષ્ફળ થવાથી હસતાં કે કરમાયેલે મ્હોડે પોતાના

સ્થાન ભણી સત્વરે જતા હતા. વનવાગળાં તથા ઘુવડ જેવા પક્ષીઓ બીજા પક્ષીની બીકે પોતાના માળામાં ભરાઇ બેઠા.

આ વખતે વિજયપુરના રાજ્ય મહેલમાં ઘણો કોલાહલ થઇ રહ્યો હતો. સર્વ ચાકરો કાંઈ વસ્તુ શોધતા હોય તેમ જણાતું હતું. દ્વાર આગળ ઘણાં માણસો ભેળા મળ્યા હતાં અને કેટલાક "શું થયું છે, શું થયું છે." એમ આશ્ચર્યથી પુછતા હતા. થોડીવારે જવાબ મળ્યો કે, 'રાજપુત્ર અજીતસિંહ ખોવાયો છે." આ જવાબ મળતાંજ તે ટોળામાં શોક પ્રસરી રહયો, અને માણસો વિખરાવા લાગ્યા. થોડા વખતમાં આ વાત આખા શહેરમાં પ્રસરી ગઈ. સર્વ પ્રજા પોતાના પાલકના દુઃખમાં ભાગ લેવા લાગી, અને કેટલાક તેની શોધ કરવા આમતેમ દોડવા મંડી પડયા.

એક મહોલ્લામાં કેટલાક માણસો ઉભા હતા તેઓની વાતચિત ઉપરથી તેઓ આ વાતથી અજાણ્યા હોય તેમ લાગતું હતું. તેઓમાના એકે પુછયું, "ભાઈ આ શું થયું છે." બીજે જવાબ આપ્યો, "ભાઇ ! હું પણ જાણતો નથી." ત્રીજો વચમાં બોલી ઉઠયો, અલ્યા હું હમણા સુવર્ણપૂરથી આવ્યો ત્યારે જંગલમાં કેટલાક સિપાઇઓની ટોળી ફરતી હતી, તેઓ ઘભરાયેલા હતા; અને આમ તેમ જોતા હતા, તેથી મેં ધાર્યું કે 'તેઓ કાંઇ શોધતા હશે' ત્યાં શહેરમાં પણ ઘણો શોક પ્રસરી રહયો હતો" એટ-

લામાં પાસે થઇને એક માણસ ગભરાતો ગભરાતો જતો હતો તેને આ મંડળીએ પુછ્યું, "ભાઇ શું થયું છે." "રાજપુત્ર ખોવાયો છે." એટલું બોલી તે ઝડપથી ચાલ્યો ગયો. આ પ્રમાણે કોઇ કોઇને જવાબ આપવાં પણ નવરૂં ન્હોતું. હા! હિંદ! શું તારી અચલ સ્વામિ ભક્તિ! સ્વામિ ભકિતમાં તારાથી ચડીઆતું બીજું કોઇ પણ સ્થળ ન્હોતું પરંતુ હાલ તું તે સૌ ખોઇ બેઠું છે! જે તને આજે શરમાવે છે. આર્ય ભૂમિના શુરા વીરો, જાગો ફરીથી એકવાર તમારી ગયેલી લાલિ શોધવા આગળ ધસો.

શુરા તમ જંગમાં ચાલો,
શુરા તમ જંગમાં ચાલો;
ગયેલી શોધવા લાલી,
શુરા તમ જંગમાં ચાલો.

વિલાસ બાગની વચ્ચે આવેલા મહેલનાં ઓરડામાં એક સ્ત્રી ઘણે ઉદાસ ચહેરે બેઠી હતી. તેનું હસતું મુખડું હમણાં શોકાતુર દેખાતું. તેની આંખોમાંથી વહેતાં મોતી જેવડાં અશ્રુબિન્દુઓ પર્વતમાંથી નિકળતી નદીના ચિતાર કવિઓની દ્રષ્ટિ સન્મુખ ચિતર્યા વિના રહેતાં નથી. આ સ્ત્રી સૌંદર્યદેવી હતી અને તે વિયોગના અસહ્ય સંકટના કારી ઘાની વેદના ન ખમાવાથી નિચે પ્રમાણે વિલાપ કરતી હતીઃ—

"અરેરે! વ્હાલા પુત્ર! મ્હારા આધાર! તું ક્યાં ગયો? માતાને રઝળાવી રિસાઇને ચાલ્યા જવું એ તારા જેવા સુપુત્રને ન છાજે. કાલે મ્હારી જમણી આંખ મને ચેતવતી હતી અને કિંચીત્ સૂચન આપતી હતી તે ખરી પડી. આ વિહોગ્નિ મ્હારા મર્મ સ્થાનોને છેદી નાખે છે! રે! વિધિ નાખે છે! દેહને સુકાવી નાખી અંતઃકરણને બાળી નાખે છે. જગતમાં ઘણી અભાગણી સ્ત્રીઓ હશે પણ મ્હારા જેવી તો કોઇજ. હે પ્રભુ કોઇને એકનો એક છોકરો અને તે ભણેલો ગુણવાન, અને ભલો આપીશ નહિ. વ્હાલા પુત્ર! તું દુર ગયો હોય તો તારી રાંક માતા ઉપર દયા લાવી પાછો ફરી "મા" એવા લાંબા સ્વરના શબ્દથી મને બોલાવ. અરે! મ્હારા દયાળુ પુત્ર, તું તારી ગરિબ માતાને જવાબ આપવાને કેમ આટલો બધો કઠીણ હૃદયી થયો! તારા વિના તારા પિતાના શિર ઉપરથી રાજ્યનો ભાર કોણ ઉતારશે? રાજ્ય લક્ષ્મી કોનું મુખ જોશે? અરે! હવે હું તારૂં ચંદ્રના જેવું તેજોમય મુખ ફરી ક્યારે જોઇશ?"

ભીંતો તુટી પડે, ક્રૂર લોકો પણ કરૂણારસથી ભીંજાઇ જાય, પશુ પણ શોકાતુર થઇ જાય, એવી રીતે આક્રંદ કરતી, પુત્ર જોયા વિના ભોજન ન કરવું, જળ પ્રાશન ન કરવું એવી ભયંકર પ્રતિજ્ઞા લેતી વિજયપુરની મહારાણી

સૌંદર્યદેવી એકાએક મૂર્છીત થઇ જમીનપર ઢળી પડી. આ વખતે તેની પાસે કેટલીક દાસીઓ હતી. તેઓએ તેને ઝાલી લીધી અને પલંગપર સુવાડી. એકે ગુલાબદાનીથી ગુલાબજળ છાંટવા માંડયું ત્યારે બીજીએ પંખો ઢાળવા માંડયો. તેણે જાગૃત થઇને ફરી પાછું વિલાપ કરવા માંડયું:—

## લલીત વૃત.

અરર ! હાયરે ! પુત્ર કયાં ગયો ?
માતને મૂકી દૂર જઇ રહ્યો.
નયન અંધના કયાંહરે ગયો ?
ગરિબ માવડી મૂકીને વહ્યો.

એવામાં બારણું ઉઘડી ગયું અને મહારાજા સૂર્યસિંહ અંદર પધાર્યા. પ્રિયાને રડતી જોઇ તેનું મૂખ ઉતરી ગયું. મહા મેહેનતે સર્વ શક્તિ એકઠી કરી તે સૌંદર્ય દેવીને દિલાસો આપવા લાગ્યા.

"વહાલી, શા માટે શોક કરે છે ? દેવનું ચક્ર નિરંતર ફર્યાજ કરે છે, અને તેથી એક પછી એક સુખ દુઃખ આવ્યાજ કરે છે. વિધાતાએ લખેલું કદી મિથ્યા થતુંજ નથી. દરેક મનુષ્યને સુખના દહાડા થોડા અને દુઃખના વધારે હોય છે, ચંદ્ર પૂર્ણ તો એકજ દિવસ રહે છે અને ક્ષીણ

ઘણા દિવસ રહે છે તેથી સિદ્ધ થાય છે કે, દેવને પણ સુખના દહાડા થોડા હોય છે. માટે વ્હાલી, તું વૃથા શોક ન કર, મેં તેની શોધાર્થે દરેક દિશામાં સ્વાર મોકલ્યા છે ને ગમે ત્યાંથી પણ તેને શોધી કહાડશે.”

આવી રીતે સમજાવી રાણીને શાંત પાડી કચેરીમાં આવી બેઠો, પણ તેના હૃદયમાં વિરહશોકાગ્નિજ્વાળા પ્રગટેલી હતી તેથી રાજકાર્યમાં ધ્યાન આપી શકયો નહિ. જેમ તેમ દિવસ પૂરો કરી કચેરી બરખાસ્ત કરી મહેલમાં આવી શોકાતુર થઇ રાજા એક પલંગપર પડયો.



## પ્રકરણ ૧૧મું.

## હાથના કર્યાં હૈયે વાગ્યાં.

કુકર્મો આપણા ડંખે,
ન ડંખે તે અરી દળને;
નફામાં ખોટ આપણુને,
હરિહર ઢુંઢવા પથ લે.

સુર્ય નારાયણ અસ્ત થવા આવ્યા હતા. તેના તેજસ્વી લાલ કિરણોએ કુકર્મસિંહના કૃત્યો જોઈ જાણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હોય એવો ભાસ થયો હતો; છતાં તેને તેની કરણીનું ફળ આજે પ્રાપ્ત થતું જોઈ કપોલ ભાગે તે લાલ કિરંગો જાણે આનંદના ચિન્હો સુચવતાં. તે આનંદ તથા હર્ષ યુકત કિરણો કુકર્મના બેડોળ ઘરની શોભામા વૃદ્ધી કરતા હતા. પૂર્વ દિશામા અંધકાર વધતો જતો હતો. પક્ષીઓના જુદી જુદી જાતના કલરવ રાત્રી પસાર કરવાની ફીકરમાંજ હશે એવું કાવ્યકારોને ભાસતું જે તેઓ વાચકોને સંભળાવ્યા શિવાય રહેતાજ નહિ. ગોવાળીઆઓ ગાયોને ચરાવી પાછા ફરતા હતા આખો દિવસ સૂર્યની ગરમીથી ગરમ થયેલી પૃથ્વી ચંદ્રની રાહ જોતી બેઠી હતી. ગાયોની ખરીથી ઉડતી ધુળ સૂર્યને અસ્ત થતો જોઈ તેના પ્રકાશને

મંદ પાડતી હતી. એવા શુદ્ધ નવનિત સમયે, સુવર્ણપુરમાં ચંદ્રભવનના પાછળનાં ઓરડામાં એક ભાનરહીત માણસ પડેલો હતો. તેના હાથપગ બાંધેલા હતા. તેની પાસે એક સાદડી ઉપર એક કુમારીકા ઉભી હતી. તેના મોં ઉપર કિંચિત હાસ્ય તરી આવતું જણાતું હતું. પણ ઘડીએ ઘડીએ તે શોક પામતી હતી.

ચંદ્રના કેદખાનાને ફક્ત બેજ જાળીઆં હતાં તેથી તે ઓરડામાં ઘણું અંધારૂં પડતું હતું. ચંદ્ર આ ભાનરહિત માણસને જોઈ આનંદ તો પામતી પણ તે પોતાને કયે વખતે દુઃખ દેશે તે નકકી ન હોવાને લીધે શોકાતુર હૃદયે દયાજનક સ્થિતિમાં ત્યાંજ ઉભેલી દેખાતી તે ઉપરનું જાળીયું સાક્ષી પુરી કહેતું, જ્યારે પેલા માણસના મોં આગળ અંધારૂં ભીત હતું. થોડીવારે પાસેના ઓરડામાં વાતચિત થતી સંભળાઇ. તેઓની વાતો પરથી તેઓ ચાકરો હશે એમ લાગતું.

તેઓમાંનો એક બોલ્યો—"અલ્યા તુકારામ! પહેલાં તો ખુશામત કરવા આવ્યો હતો" તુકારામે જવાબ આપ્યો. "તે વખતે આપણે ના કહી છતાં બુઢ્ઢાએ અક્કલ ચલાવી."

બુઢ્ઢો બોલી ઉઠ્યો—પણ એના વેષ અને બોલવાની રીત ઉપરથી મને એની ઘણી દયા આવી.

"ખરી વાત છે એનો વેષ તેવો હતો, પણ આપણે વિચાર કરવો જોઇએ કે નહિ? "સાઠી અને બુદ્ધી નાઠી" એ કહેવત બીલકુલ સાચી છે જોયું ને" ત્રીજો બોલ્યો.

આટલું બોલતાં તેઓ બારણું ઉઘાડી અંદર દાખલ થયા. અંધારામાં તેઓ ચોરને શોધવા લાગ્યા. કેટલીકવારે શેઠ-ચોર હાથ આવ્યા, તે જોઇ એક ચાકર બોલ્યોઃ—

"કેમ રાવજી! આપણા શેઠ કેવા હુશિયાર કે તરત ચોરી પકડી." રાવજીએ જવાબ આપ્યોઃ—

"અને જો તો ખરો તેને બાંધેલો પણ છે."

એટલામાં એક ચાકરે તેને લાત મારી. એ જોઇ બીજા ચાકરોએ તેનું અનુકરણ કરી તેને ગબડાવવા માંડ્યો. કાળા હુસણી જેવા ચાકરોના પાટુ પ્રહારથી કુકર્મના હાડ ભાંગવા લાગ્યા, પણ મૂર્ખ ચાકરો વગર વિચારે તેને બારી પાસેના દાદર સુધી લાવ્યા. આ વખતે રાત્રીનો અમલ થઇ ચુકયો હતો તેથી બારી પાસે પણ તેનું મુખ માલમ પડયું નહિ. થોડીવારે તુકારામ સાહેબ,-અક્કલનો-ખજાનો, અને દયાનો ભંડાર-બોલ્યોઃ-"દાદરેથી એને ગગડાવી મુકો એટલે એને પુરતી શિક્ષા મળશે અને આપણી મહેનત બચી જશે. વળી નિચે જઇ એના મોં ઉપર આપણે મેંસ ચોપડીશું અને પાસેની ખાડીમાં પધરાવી આવીશું." આ સાંભળી બધા ખુશ થઇ તેને ધન્યવાદ આપવા લાગ્યા.

એટલામાં તુકારામે લાત મારી દડદડ કરતો તે કુકર્મને ગબડાવી પાડ્યો. કુકર્મનું માથું ફુટી ગયું અને લાલ સરિતાનો પ્રવાહ તેના રાક્ષસી મગજમાંથી વહેવા લાગ્યો. આ પછી તેઓ એક પછી એક નિચે ઉતરવા લાગ્યા. એક ચાકર ઘરમાંથી દીવો તથા મેસ ... આવ્યો. જેવો તેનાપર દિવો ધરવા ગયો કે તરતજ કુકર્મના પગના ઉછાળાથી દિવો નિચે પડી હોલવાઇ ગયો, જાણે સુચવ્યું કે તેના કર્મ પ્રમાણે હજુ પ્રસાદ થોડાજ પ્રમાણમાં મલ્યો હતો. તુકારામનો મિજાસ ગયો અને પગ ઉછાળવા બાબત એક તમાચો જોરથી ખેંચી કાઢ્યો. દિવાનો પ્રકાશ પડવાથી વૃદ્ધને શક ગયો ને તે તરતજ બોલ્યો, "અલ્યા આમ આવી જુવો આ કોણ છે." સર્વ ચાકરો તેની પાસે આવ્યાં અને બોલ્યા, "એમાં શું જોવાનું હતું ? એ તો ચોર છે." "ના ના બીજું કોઇ હોય એમ લાગે છે. એનું મોઢું આપણા શેઠ જેવું લાગે છે."

પછી તેઓએ દીવો સળગાવ્યો અને તેના મોંપર અજવાળું પાડ્યું. તેઓના શરિરમાં જાણે વિજળીના પ્રવાહનો આચકો લાગ્યો હોય તેમ જણાયું. તેઓના મોં ફીકા પડી ગયા, અને એક બીજાનાં કોડાં જોવા લાગ્યા. પળમાં તેઓની આંખ ઉઘડી ગઇ. "અરર ! આતો આપણા શેઠ છે." સર્વે ચાકરો બોલી ઉઠ્યા, અને તેને ઉંચકીને તેના શયનગૃહ તરફ લઇ ગયાં. એક ચાકરે તેના માથા ઉપર ઘાણા-

જરીચું મુકી પાટો બાંધ્યો, અને બીજાઓ તેને પલંગપર સુવાડી સારવાર કરવા લાગ્યા.

"ત્યારે એજ આપણે છેતરીને ચાલ્યો ગયો, અને આપણે છેતરાઈ ગયા. જો એ પાછો આવે તો એના પુરા હાલ કરવા. પણ એ હવે પાછો આવશે એ હું ધારતો નથી." એક ગુસ્સે ભરાઇ બોલ્યો.

"કેમ એ પગાર લેવા આવશે કે નહિ" બીજાએ કહ્યું.

"હા, હા, એ ઠીક છે, પણ હવે કોઇ વૈદરાજને બોલાવી લાવો" ત્રિજાએ આટલું બોલી એક અનુચરને વૈદ્યને ત્યાં મોકલ્યો.

આખરે પાંચેક દિવસે કુકર્મ રોગથી મૂક્ત થયો. આ વખતે તેણે ચંદ્રના કેદખાનામાં જઇ જોયું તો તે ત્યાંજ મરણતોલ પડેલી દિઠી. તેને જોઇ તે ખુશી થયો પણ રામચંદ્ર ઉપર વેર લેવા તેનીં પ્રબળ ઇચ્છા વધવા લાગી. તેની શોધમાં તેણે કેટલાએક માણુસો મૂકી દીધાં અને એક અનુજીવનને રમ્યપુરમાં પોતાના મિત્ર મદનસિંહને તેડવા મોકલ્યો.



## પ્રકરણ ૧૨ મું.

## એક ગુપ્ત માર્ગ.

જીગર ટુકડા થાય પ્રેમી,
પણ ચુકે ના ખેલ:
જોખમ વહોરી જાતનું,
કરે જાત રગડોળ.



સુવર્ણપુરના અમુક ભાગમાં એક ભાંગેલું ઘર હતું આનો દૃશ્ય ઘણો બેડોળ ભાંગી ગયેલા ખંડીએરોનો ચિતાર આપતો. છાપરા ઉપર પુરાણા નળીઆ પણ હતા નહિ. આ ઘરની દશા જોઇ કોઇને એમજ લાગે કે અહીંઆ કોઇ રહેતું ન હશે. આ ઘરના પાછળના ભાગમાં એક વાડો હતો તેમાં એક નાની સરખી પણ સ્વર્ગ તુલ્ય રમણીય ઝુંપડી આસપાસના નાનકડા બાગમાંથી ડોકીઉં કરતી હતી. તે ઝુંપડીમાં જરૂર કોઇ રહેતું હશે એવો આભાસ વ્યવસ્થિત માલમ પડતા બાગ ઉપરથી જાણી શકાતો. ઝુપડીથી થોડે દુર બાગની બહારના ભાગમાં એક ઘેઘટ વડનું ઝાડ જાણે નવયૌવનાએ ધારેલા નવા વસ્ત્રાલંકારથી શોભીતું જે પોતાના નવયૌવન પણાથી આકર્ષક, જોનારને લાગતું. તેની ડાળે એક હિંચકો બાંધેલો હતો. જે પર એક માણસ બેઠો હતો. તેની કાંતિ જોતાં તે

રાજવંશી ભાસતો પણ તે આવા ઘરમાં શામાટે રહેતો હશે, એ સર્વને આશ્ચર્ય લાગ્યા વિના રહે તેવું નથી. હમણા તેનો ચહેરો ઘણો ઉદાસ દેખાતો અને તે વિચારગ્રસ્ત હોય તેમ લાગતું. તેના કાનમાનાં કુંડળો, આંગળી પરની વીંટીઓ અને શંખ જેવાં કંઠમાં દિપતા ચકચકીત હારો વગેરે પોતાની જગ્યાથી વિરકત થયા હતા. શિર ઉપરના મુગટની જગ્યા હાલ એક ફેવા તેવા ફેંટાએ લીધી હતી.

ઉપર જણાવેલી ઝુંપડીમાંથી એક યુવક પોતાની ભાર્યાસહ બહાર નિકળી હિંચકા નજદિક આવતો દેખાયો. પ્રેમી યુગલ પોતાની વાતચિત્તમાં એવું તો મસગુલ થઇ ગયું હતું કે તેઓ હિંડોળા સુધી આવતાં, ઉપર વર્ણવેલા પુરૂષની આકૃતિ જોઇજ શકયા નહિ. પોતાના આરામ તથા આનંદના સ્થાને વિચિત્ર મૂર્તિને જોઈ તેઓ આભાજ બની ગયા; કારણ, આ સ્થાને તેઓએ કદીપણ કોઇ માણુસને અનુભવ્યો ન્હોતો, આથી તેઓને એક પછી એક વિચાર આવવા લાગ્યા જે ઉંડા વિચારસાગરમાં તેઓને ઘસડી ગયાં.

આમ વિચારસાગરમાં ગોથાં ખાતાં યુગલને એક ધ્વનીએ રોકયા. તે ધ્વની ક્યાંથી થયો ? તે ઉપર દર્શાવેલી ઝુંપડીમાંથીજ થયો હોય એમ લાગે છે. કારણ, એક વૃદ્ધડોશિએ

"તારલીકા જરા આમ આવ તારા બાપુ તને બોલાવે છે." એવું ઉચાર્યું. તરતજ તે યુવતી સાદીના યુવકે કે જેનું નામ નયનચંદ્ર હતું તેને તેણીને સંબોધતાં જણાવ્યું કે, "પ્રિયે તું જા હું હમણા આવું છું." જરા ગભરાતા હૃદયે તે શાણી તારલીકા પોતાના આસુ સમરા તથા પ્રીયતમના શબ્દને માન આપી તતક્ષણે ત્યાંથી અદ્રશ્ય થઈ ગઇ. જાણે બીજી શકુંતલા કણ્વના ઋષિનો આદર કરવા સત્વરે પોતાનું ગમન ઝુંપડી તરફ કરી ગઈ.

નયન હિંડોળે ઝુલતા મુસાફરને સંબોધી બોલ્યો, "પ્રિય મુસાફર આપ કોણ છો અને આ સ્થળે અચાનક ક્યાંથી? હું ધારૂં છું કે આપ કોઈ રાજવંશી પુરૂષ હો તેવું લાગે છે કારણ કે સાધારણ મનુષ્યની ભાલરેખા આવી તેજોમય હોય એ અસંભવીત છે. કૃપા કરી કહેશો કે આપ કયા કુળને શોભાવો છો."

એક અજાણ્યા પુરૂષના મુખમાંથી અમૃત સરખા શબ્દનો વરસાદ વરસવાથી તે મુસાફર કે જે અજીત હતો અને કુકર્મને તેના પાપની શિક્ષા કર્યા બાદ અત્રે વિચાર કરતો બેઠો હતો તે તરતજ આ વિવેકી પુરૂષના આશા ભર્યા શબ્દોથી સિંચન થઇ પોતાની જાતને ધન્યવાદ આપવા લાગ્યો અને કાંઈપણ ભય ન હોવાથી તેણે તેને પોતાની સઘળી વિતક અક્ષરસઃ સંભળાવી.

નયન ગળગળીત્ હૃદયે બોલી ઉઠયો, ધન્ય છે વીર ક્ષત્રિય તારા પ્રેમને ! તારા જેવા આર્યકુળ દિપકથીજ આ આર્યાવૃત મગરૂર છે ને તેનું નુર તેજોમયી લાખો બલકે કરોડો સૂર્ય ચંદ્રથી પણ વધારે છે.

આવ અજીત આ નયને,
દે આલિંગન લ્હાવ;
મિત્ર સદા ત્હારો રહું,
પાઠવી મિત્ર પ્રભાવ.

અજીત—"શું તું મ્હારો મિત્ર થઇશ ?"

નયન—"ચકોરી ચંદ્ર જેમ ભેળા."

અજીત—"શું તને કષ્ટ સહન કરવાં ગમશે ?"

નયન— દુઃખાગ્નિમાં સોનું વધારે ને વધારે શુદ્ધ થઇ વિશેષ ઝલકશે.

અજીત—"શું આ હું સત્ય સાંભળું છું ?"

નયન—"હા, હું નયન ત્હારો સદાનો થઇશ."

થોડીવારમાં અજીતના તેજસ્વી મુખ ઉપર હર્ષના ચિન્હ જણાવા લાગ્યા, અને તે હિંચકા ઉપરથી ઉતરી નયનને છાતી સરસો ભેટી પડયો. તરતજ અજીતની કલ્પના પ્રમાણે તેઓ આ ઝાડની નીચે આવ્યા અને જમીન ઉપર એક ચતુષ્કોણ દોર્યો.

પોતાના સઘળા વિચારો નયનને જણાવી તેણે તેને એક મિસ્ત્રિને બોલાવી લાવવા કહ્યું. કેટલીકવારે તે એક મીસ્ત્રીના ઘર આગળ આવીને ઉભો. આ મિસ્ત્રીનું નામ નારાયણ હતું, ઉપર જઈ તેણે મીસ્ત્રીને ધીમેથી કહ્યું:-"કાલે તમે બની શકે તેટલા મજુરો લઈ મ્હારે ઘેર આવજો. મ્હારૂં ઘર શહેરના પૂર્વ તરફના દરવાજા પાસે છે ત્યાં તમે સાંજે આવજો હું તમને મન માનીતો રોજ આપીશ." નારાયણે આવવાનું કબુલ કર્યું. આ પછી નયન ઘેર આવ્યો અને બેવજણ ઝુંપડીમાં ગયાં. મિત્રતાની વાતથી નયને સર્વ કુટુંબને વાકેફ કર્યું અને તેઓએ જમ્યા બાદ ઉપર દર્શાવેલા ખંડીએરમાં તે રાત્રી પસાર કરવા નિશ્ચય કર્યો.

બીજે દિવસે સાંજે નારાયણ મિસ્ત્રી પચાસેક મજુરો લઈ નયનને ઘેર આવ્યો. નયન અને અજીત તેને તે ખંડી-એરમાં લઇ ગયા અને કંઇ ખાનગી વાત કરી. આ પછી તેને વાડામાં તેડી લાવવામાં આવ્યો. અને જે ચતુર્કોણ તેઓએ આગલે દહાડે દોર્યો હતો તે તરફ અજીતે આંગળી કરી કહ્યું, "આ ઠેકાણેથી તે ખોદવાની છે, અને તેનું મોં કુકર્મના મહેલના પાછળના ઓરડામાં કાઢવાનું છે." "વારૂ" એટલું બોલી નારાયણ મિસ્ત્રીએ મજુરોને કામ

શરૂ કરવા હુકમ કર્યો. નારાયણ એક પ્રખ્યાત મીસ્ત્રી હતો. તેના ચપળ મજુરો તરતજ સુરંગ ખોદવા મંડી પડયા.

પ્રિય વાંચક, આજે આ વખતે ચંદ્રલતાના કેદખાનામાં ધમધમ અવાજ થતો હતો. આ અવાજ જમીનની નિચે થતો હોય એમ લાગતું હતું. એક મોટો અવાજ થતાંજ જમિનની કેટલીક લાદી ઉખડી ગઇ અને એક મોટું બાકોરૂં પડયું. આ બાકોરૂં ત્રણ માણસ ઉભા રહી શકે એવડું મ્હોટું હતું. થોડીવારે તેમાંથી એક માણસ ઉપર આવ્યો. જેવો તે ઉપર ચઢયો કે તરતજ બીજા બે હાથ ટેકાવવા અને બિજો માણસ ઉપર આવ્યો. તેઓએ મજુર જેવો પોશાક પહેર્યો હતો. તેઓમાંનો એક બોલ્યોઃ—"આ ખુણામાં સુરંગનું મ્હો કાઢયું હોત તો ઘણું સારૂં થાત." બીજાએ જવાબ દિધો, "પણ એ ખુણામાં ઘરનો પાયો છે તેથી મેં તેઓને આ જગ્યાએ કાઢવાનું કહ્યું હતું." આ વાતચિત ઉપરથી માલમ પડયું હતું કે પહેલો માણસ સુરંગ ખોદાવનાર અજીત અને બીજો મીસ્ત્રી હતો.

"તમે મને એક મહાન કાર્યમાં અપાર મદદ કરી છે તેથી હું આપના આભારનો બદલો કેવી રીતે વાળી શકું? આટલું બોલી અજીતસિંહે પાસેની સાહડી ઉપર પડેલી કુમારીકાના નાક પાસે હાથ ધરી જોયો અને કંઇક વિચાર કર્યો પછી તેને ઢંઢોળીને જગાડી. તરતજ તે જાગી ઉઠી

અને આંખો ચોળતાં બોલી, "કોણ ?" અજીતસિંહે જવાબ આપ્યો:-"કોઈ નહી." ચતુર ચંદ્રે પોતાના પ્રિયતમનો અવાજ પારખી કાઢયો, અને અજીતસિંહને બાઝી પડી. "પ્રાણનાથ તમે કેવી રીતે આવી શકયા ! દુષ્ટ કુકર્મના પંઝામાંથી તમે કેવી રીતે પ્રસાર થઇ શકયા ?" તે આગલ બોલવા જતી હતી પણ પાસે ઉભેલા માણસને જોઇ ખંચાઇ ગઇ અને પાછી હઠી.

"ચાલ હવે તારે આવવું છે કે નહિ ?" અજીતસિંહ બોલ્યો. "શું તમે રસ્તો શોધી કહાડયો છે ?"

"હા, મેં અહીં સુધી સુરંગ ખોદાવી છે."

"ચાલો ત્યારે હું તૈયાર છું" આટલું બોલી ચંદ્રે અજીત સાથે ચાલવા માંડયું. પણ એકદમ તે અટકી અને બોલી "પ્રાણનાથ તમે જાવો, હું એ અધમને બરોબર શિક્ષા કરી આવી પહોંચીશ."

"પણ એમ કરતાં કદાચ બીજું દુઃખ આવી પડે તો ?"

"તે માટે તમો બે ફીકર રહો, ખાતરી રાખો, હું તે માટે શક્તિમાન છું."

તું ગમે તેટલો પ્રયત્ન કરશે પણ મ્હારૂં અંતઃકરણ કેવી રીતે "નિશ્ચંત રહી શકશે. ?"

"જો હું કાલ રાત્રી સુધી નહિ આવી પહોંચું તો તમે પાછા અહીં આવજો."

"પ્યારી, તારી તરફથી આવા વાકયો સુણી હું ઘણો મગરૂર થાવું છું." આટલું બોલતાંજ અજીતસિંહે તેનો સંગેમરમર જેવો શ્વેત હસ્ત પોતાના હાથમાં લઇ હસ્તા વદને એક ચુંબન કીધું, પણ ચંદ્રલતાએ શરમાઇ હાથ પાછો ખેંચી લીધો. આ બાદ અજીત અને નારાયણ સુરંગમાં ઉતર્યાં. જવાની તૈયારી કરતાં હતાં તેવામાં ચંદ્રે અજીતને હાક મારી કહ્યું કે, "વ્હાલા મ્હારો એક મનોરથ નહિ પૂર્ણ કરો ?" અજીત—શા માટે નહિ !

ચંદ્ર—તો લાવો વચન. તમારા વ્હાલા માત પિતા શોકાગ્નિથી દગ્ધ થઇ મરણતુલ્યઅવસ્થામાં પોતાના દિવસો વિતાડતા હશે તો શું તેઓને શાંતિ આપવાને તમે તુર્તાતુર્ત ત્યાં જઇ તેઓને ન મળો ? અને પાછા ફરતાં આ પાપી યમને વધારે શિક્ષા કરવા થોડાં માણસો સાથે ન આવો ?

પ્રિયાના હૃદયભેદક પણ સાચાં વચનો સાંભળી અજીત કબુલ થયો અને બોલ્યો, "પ્રિયે હું તાબડતોબ આપણા નગરમાં જાવું છું અને કાલ સુધીમાં જરૂર પાછો થોડી સૈન્ય સહીત આવી લાગીશ. પણ જો કદી તું સત્વરે આવી પહોંચે તો મ્હારો મિત્ર નયન ત્યાં હશેજ તે તને કોઇપણ જાતની ઇજા આવવા દેશે નહિ. તેના કહ્યા પ્રમાણે તું વર્તજે એટલે હું પણ આવી પહોંચીશ અને તારી તેને વેર

લેવાની પ્રબળ ઈચ્છા,-સ્ત્રી જાતીનો કુદરતી સ્વભાવ-અમલમાં મુકાશે. ચંદ્રે અજીતને પોતાની માતા ઉપર એક કાગળ લખી તે તેને પહોંચાડવા કહ્યું. કાગળ લઈ અજીત કરમાયેલે હૃદયે પોતાની પ્રિયાથી જુદો પડયો, અને ચંદ્રે લાદી પાછી ગોઠવી દીધી.

પ્રેમી પ્રિયતમના દર્શનની આશા પૂર્ણ થવાથી ખુશી થતી, ખરા અંતઃકરણથી પ્રભુનો ઉપકાર માનતી, અને હર્ષિત થઇ હર્ષાશ્રુ ઢાળતી ચંદ્રલતા આજે યમદુત જેવા પાપી કુકર્મસિંહને શિક્ષા કરી છુટી થવાના ઇરાદાથી હર્ષ પામતી પોતાની સાહડી ઉપર બેઠી.



## પ્રકરણ ૧૩ મું.

## ભુલ ભુલૈયાં.

હિરા સમું જે નુર ઝલકે,
ભાલમાં તારા તણા;
તે શૂરવીર આર્યો ખરી,
પણ ભૂલ ભુલૈયાં કુ નડયાં.

જે સવારે આ પ્રેમી યુગલ ખુશાલીની વાતો કરી હર્ષથી છુટું પડયું તેજ દિવસની રમણીય સાંજે ચંદ્રલતાના કેદખાનાનું બારણું ઉઘડયું અને કુકર્મ અંદર દાખલ થયો. આ વખતે ચંદ્રલતા વિચારમાં નિમગ્ન થયેલી હતી. તેના મુખ ઉપર હર્ષના ચિન્હો જણાતા હતા. જયારે બારણું ઉઘડયું ત્યારે તેના હૃદયમાં ગુસ્સા અને ખુશાલી વચ્ચે ભારે યુદ્ધ આરંભાયું હતું પણ તે યુદ્ધનો થોડી પળમાં અંત આવ્યો. ખુશાલીએ ગુસ્સાનો પરાજય કરી તેની જગ્યા પોતે લીધી હતી. કુકર્મ ચંદ્રનું મુખારવિંદ પ્રફુલ્લ થયેલું જોઈ હર્ષાવેશમાં બોલી ઉઠયોઃ–

પ્યારી ! હું ધારૂં છું કે આજે તેં તારી વૃત્તીમાં ફેરફાર કર્યો છે. કોમલાંગી આજસુધી તારૂં નિસ્તેજ મુખ જોઇ હું ઘણો શોકાતુર રહેતો, પણ આજે તારૂં સતેજ

મુખાર્વિંદ જોઇ જાણે કોઇ ભિખારીને રાજ્યાસન મળવાથી જેટલો આનંદ થાય. અથવા, કોઈ વાંઝીઆને પુત્ર પ્રાપ્તી થવાથી તે જેટલો આનંદ પામે તેટલોજ બલકે તેથી પણ અધીક હું આનંદ પામું છું."

"તારો હર્ષ હવે થોડાજ સમયમાં નષ્ટ થશે." ગુસ્સાના આવેશમાં ચંદ્ર બોલી.

'કેવી રીતે', કુકર્મ અજાયબીથી બોલ્યો.

"હમણાં હું તને એવી શિક્ષા કરીશ કે તે તને જીંદગી સુધી યાદ રહેશે." કિંચિત હર્ષ સાથે ગુસ્સાના આવેશમાં ચંદ્રે જવાબ આપ્યો.

"શું તું મને શિક્ષા કરશે ? મધુરી ! હું ધારતો હતો કે હવે તું શાણી થઇ હશે, અને તેં મારી વાત માન્ય કરવાનો વિચાર કર્યો હશે. પણ અરે ! તે સર્વ ખોટુંજ હતું. વળી તું મને શિક્ષા કરવાનું કહી ડરાવે છે, પણ હું એમ ડરી જવાનો નથી. હું જાણું છું કે સ્ત્રીઓ ઘણી કઠણ હૃદયી, હઠીલી અને અવિચારી હોય છે, અને વગર વિચારે ગમે તેમ બોલે છે. સુવદને ! તું પણ શા માટે તેના જેવી થાય છે ? શા માટે તારા આ મૃગબાલ જેવા દિવ્ય શરિરને શોષે છે ? જગતમાં સર્વ સુખોનો અનુભવ ન લીધો હોય તો લીધેલા જન્મનું પ્રયોજન શું ? માટે હે ! મનહરણી ! તું તારા આ શરિરથી મન ગમતી મોજ

કર; તું પોતે સુખી થા અને મને સુખી કર. સુવદને ! હજુ પણ માન અને મ્હારા આ આકુળ વ્યાકુળ થયેલા મનને તારા મધુર વચનથી શાંત કર, ઘણા વખતથી તલપી રહેલાં આ હૃદયને મધુર વાણી રૂપી શિતળ અને નિર્મળ જળનું સિંચન કરી ટાઢું પાડ. સલુણી ! આમ મને છેક નિરાશ ન કર. મૃગ નયના ! તારૂં શ્રેય ઈચ્છીને મને શાંત કરી મ્હારી ઈચ્છા પૂર્ણ કર.'' ગુસ્સાના આવેશ સહેત નિરાશ વદને ચંદ્રલતાને સમજાવતાં કુકર્મ બોલ્યો.

'રે નરાધમ ! તારી એવી અપવિત્ર વાણીથી મ્હારા કાનને અપવિત્ર ન કર. અરે કામાંધ કુતરા ! હું કામદેવને વશ નથી કે તેની પ્રેરી ચાલું. તારી ઈચ્છા તો કોઇ ધુવડીજ પૂરી કરશે.' ચંદ્ર ગુસ્સે થઇ બોલી.

"તારા જેવી હઠીલી અબળા આજ સુધીમાં મેં બીજી કેઇપણ જોઇ નથી. તારા આવા જવાબ સાંભળી મારા કાન ફુટી ગયા છે. હું આજે મ્હારી મનઃકામના પૂર્ણ કર્યા વિના છોડવાનો નથી. "કુકર્મ બોલ્યો. ચંદ્ર ઉષ્ણતા ધારણ કરે, રવે શિતળ થાય, મનુષ્ય નિકટમાં ઉદય પામે અર્થાત્ પશ્ચિમે ઉદય પામે, નેત્રનઃ પાણી મેલે જાય, બ્રહ્મા સૃષ્ટિ સંહારે, પૃથ્વી આકાશને અડકે અથવા રસાતળ થઇ જાય, પુરૂષ ઉદરથી સંતાન ઉપજે, સમુદ્ર મર્યાદા મૂકે, કાષ્ટ સમુદ્ર તળે બેસે, પાષાણ તરે, મેરૂ ચળે, ધર્મ રાજાની

સભામાં અન્યાય થાય, મનુષ્ય અધર રહે, જીવતી માખી પેટમાં પચે, રોમેરોમ રોગ પેદા થાય, ઇશ્વર મનુષ્યને વિના કારણ દેશ નિકાલ કરી શકે, અને શંકટના પહાડો મસ્તક ઉપર તુટી પડે, તોપણ હે હાડ માંસથી ભરપુર આ ક્ષણ ભંગુર દેહપર રાચનારા પાપી કુતરા! હું કદીપણ તારી ઇચ્છાને તાબે થઇ નર્કકુંડના માર્ગ તરફ ગતી કરીશ નહિ તે નહિજ." ચંદ્રે પોતાનો ટેક જણાવ્યો.

"અરે વાહરે શાણી સતી! હમણા તો શાણી હોય તેમ ડાહ્યા વચનો બોલે છે, પણ પછી હું જોઈશ કે આ તારૂં ડહાપણ કયાં જાય છે. મેં તારા જેવી બોલનારી ઘણી જોઈ છે, પણ અમલમાં મૂકનાર રહી ખડી એક પણ જોઇ નથી. ઘણી સ્ત્રીઓ પ્રથમ એવું બોલે છે અને પછી પૈસાના લોભે અથવા વૈભવ ભોગવવાની લાલચે ફરી જાય છે અને સુખી થાય છે. તું પણ તેઓની માફક સુખીથા!" કુકર્મ મશ્કરી કરીને બોલ્યો.

"રે દુષ્ટ! એજ દુષ્ટાઓ ધર્મનો તીરસ્કાર કરી, કામદેવને વશ થઇ, પતિવ્રતના સર્વોત્તમ ધર્મને ડુબાવી લજાવવા બેઠી છે. હું પેલી કમળા અને દેવળદેવી જેવી નથી કે મ્હારા પતિવૃત્તને ખાતર ક્ષુલ્લક સુખને મોટું માની લઉં."

અરે જોયું ત્હારૂં પતિવ્રત્ત, મોટી સતી થઇને આવી છે. સતીનો એકપણ ગુણ તો છે નહિ. શું સતીઓ ત્હારા માફક વાણીથીજ ડરાવતી હતી ? તેઓના પતિવૃત પ્રભાવનો એક હજારમો ભાગ પણ તારામાં નથી. તો તું મને શું કરી શકવાની છે !" કુકર્મ બોલ્યો.

"અરે તું ગમે તેમ બકશે તોપણ હું ધર્મને તિલાંજલી આપીશ નહિ."

"અને હું પણ આજે ત્હારા તરફના સુખને તીલાંજલી આપીશ નહિ. હું બળાત્કારે પણ ત્હારા અધરામૃતનું પાન કરીશ."

'શું ? તું બળાત્કાર કરશે ? તારામાં તે બળ ક્યાં છે ?" ચંદ્ર તેની મશ્કરી કરતાં ખુશીથી બોલી. અને પછી તેણીએ પલંગ તરફ જોવા માંડયું. પલંગ પાસે આવીને તેણીએ પોતાનો નાજુક હાથ પથારી નિચે ઘાલ્યો અને જે કટાર તેણે પ્રથમ સંતાડી રાખી હતી તે કહાડી. પ્રિય વાંચક, આટલું બનતા કાંઈ વધારે વાર લાગી નહિ. ફક્ત પળમાં આ સર્વ બની ગયું. અને તેટલા વખતમાં તેણીને જવાબ પણ મળી રહ્યો હતો.

"શું ? મ્હારામાં જોર નથી ? તે દિવસે પેલા ચાકરે આવી એકાએક મને પાડી નાખ્યો તેથી તું ધારતી હશે કે મારામાં જોર નથી, પણ એ માન્યતા ખોટી છે. જો તે

ઉભો રહ્યો હોત તો હું તેને જરૂર બતાવી આપત. હું મ્હારા શારિરિક બળ વડે કે હથીયારોના બળ વડે તારી ઉપર બળાત્કાર કરિશ.’

“શું ફક્ત તારીજ પાસે હથિયાર હશે. !”

“ત્યારે તારી પાસે છે શું ?”

“હા મ્હારી પાસે પણ છે.”

“કયાં છે.”

“જો આ રહ્યું (કટાર બતાવી) મ્હારૂં હથિયાર.”

“એ તું કયાંથી લાવી ? તને એ કોણે આપ્યું ?

“તેંજ.”

“મેં કયારે ?”

“જ્યારે તે દિવસે તું મુર્છીત થયો હતો ત્યારે મેં તારા હથીયારોમાંથી આ કટાર કાઢી લીધી હતી.

“હા ! હા ! મેં તે દિવસે જોયું હતું તો મ્હારી કટાર ગુમ થયેલી હતી.

“પણ મેં તેની દરકાર કરી ન્હોતી. મેં ધાર્યું કે તે નોકર લઇને નાસી ગયો હશે. તારે કટારનું શું કામ છે ?”

“તારી સામે થવાને મને હથિયારનો ખપ પડશે એમ ધારી મેં તે દિવસે તારી પાસેથી એ કટાર લઇ લીધી હતી.”

"એમ ? અરે ! શું મ્હારીજ કટારવાળા હાથને મ્હારી સામે ઉગામવામાં આવશે ? હું ઘણો અજાયબ થાવું છું." વળી પાછો કંઇ વિચાર કરવા લાગ્યો. કંઈક વિચાર સુઝી આવવાથી તે બોલ્યો, "હા! પરંતુ તેનો "ઉપયોગ મ્હારી સામે કરીશ મા."

"કેમ ? ચંદ્ર અજાયબીથી બોલી.

"હું હમણા તે તારી પાસેથી ઝુંટાવી લઇશ"

"ઝુંટાવવા પહેલાં હું તને એવો ઘા કરીશ કે તું ઝુંટાવવા શબ્દનો અર્થ પણ ભૂલી જશે."

"પણ હું તને ઘા કરવા વખત આપિશ નહિ."

"એમ ? જોવું છું મર્દ હોય તો ઝુંટવીલે." એટલું બોલી ચંદ્રે કટાર જોરથી પકડી. એક પળમાં કુકર્મ કટાર ઝુંટવા ધસી આવ્યો. દુષ્ટ સ્પર્શનો સમય અત્યંત નિકટ આવેલો જોઇ ચંદ્રલતાના કોમળ શરિરમાં સહસ્ત્ર સિંહના બળનો સંચાર થયો, અને તેના નાજુક કર એકવાર અતિ બળવાન થયા. તેજ ક્ષણે તેણે ધસી આવતા કુકર્મના હાથમાં એક ઘા કર્યો. કુકર્મ પોતાનો હાથ જોવા લાગ્યો, તે લાગ જોઇ ચંદ્રએ ફરી તેના માથામાં ઘા કર્યો. સડસડાટ રકત સ્ખલીત થવા લાગ્યું. અને થોડી વારમાં કુકર્મ મૂર્છીત થઇ પડયો. ચંદ્ર તેના હથિયારો કાઢી લઇ ચંડીકા સમાન ક્રોધી નેત્રોથી તેના તરફ દ્રષ્ટી કરી બોલી:—

"અરે કામાંધ! તું મ્હારી લાજ લેવા તત્પર થયો હતો પણ યાદ રાખજે કે સતિની લાજ લુંટવી એ સ્હેલી વાત નથી, પણ એક મહાભારત કામ છે. તે કરૂણાસાગર કોઇ પણ સતીની લાજ લુંટાવા દેતો નથી. અરે બાયલા! તું શા માટે અહંકાર કરતો હતો? અહંકાર પાપનું મુળ રાવણ જેવા અતિ બળવાન બ્રહ્મ-રાક્ષસને પણ ભારે થઈ પડયું હતું તો હે દુરાત્મા! તારા જેવા હિચકારા પુરૂષનો અહંકાર કયાં સુધી ટકી રહેશે? અરે! મલીનશ્રેષ્ઠ! નર્કકુંડ પણ તારો સ્પર્શ થવાથી અપવિત્ર થશે. અરે હમણાંજ ત્હારો પ્રાણ લેવો હોય તો તે સહજ કાર્ય છે. મ્હારૂં મન મને હત્યા કરવા ના પાડે છે. અરે દુષ્ટ! હું તને આના કરતાં પણ અધિક ખરાબ રીતે મરણ પામેલો જોવા ઇચ્છું છું અને તેજ કારણથી હાલ તને પડતો મુકું છું."

આટલું બોલી તે જવા માંડતી હતી પણ એટલામાં કુકર્મના ગજવામાંથી નિકળી પડેલા ચોર ફાનસ ઉપર તેની નજર પડી. તેણે કાંઇ વિચાર કર્યાબાદ તે લઇ લીધું. સાથે કાઢી લીધેલા હથિયાર પણ રાખ્યા. પણ સારે નસિબે ફાનસ ભાંગી ગયું ન્હોતું અને તેની અંદર દિવો સળગાવાના સાહિત્યો હતાં. તે વડે તેણે ફાનસ ઝગઝગીત બનાવ્યું અને તેના પ્રકાશ વડે અંધકારનો પ્રતિકાર કર્યો. આ

પછી તે હર્ષઘેલી સુરંગ આગળ ગઈ અને પતિને મળવાના હેતુથી હર્ષે ભરાઇ લાદી ઉખેડી સુરંગમાં દાખલ થઈ. હા ઇશ ? તું પ્રેમીઓને આટલી બધી ત્વરા શા માટે આપે છે કે જેથી તેઓ ગુપ્ત રસ્તો પણ ખુલ્લો મૂકી આનંદમાં આવી બેપરવાથી હીંડયા જાય છે! હા! પ્રેમ આંધળોજ છે!

આ વખતે તેની જમણી આંખ ફરકતી હતી પણ હર્ષાવેશમાં તેનું શું પરિણામ આવશે તેનો કંઇપણ વિચાર કર્યાવગર તેણીએ ચાલવા માંડયું. કેટલીક વારે સુરંગમાં બે ફાંટા આવ્યા. કંઇ પણ વિચાર કર્યા વગર તેણીએ બેમાંથી એક રસ્તા તરફ ચાલવા માંડયું.

પ્રીય વાંચક, આ રસ્તો અજીતના ઘર તરફનો ન્હોતો પણ બીજી એક સુરંગ હતી.



## પ્રકરણ ૧૪ મું.

## બીજી સુરંગ કઇ?



ચંદ્રના પ્રકાશથી ચકચકતી રેતીના બે વિશાળ કિનારા વચ્ચે થઇને સુસવાટા કરતી જોરથી વ્હેતી, મોજાની લહરીયો નચાવતી, વહાણો હોડીઓ અને મછવાઓ પોતાના ગર્ભ પટમાં ફેરવતાં છતા તેઓને તૃણ સમાન લેખતી ચંદ્રાનદીના કિનારાના એક ભાગ પર રમ્યપૂર નામનું એક સુંદર રમણીય અને મનોહર શહેર હતું. આ શહેર સારંગ પૂરથી કાંઇ ઘણું દૂર ન્હોતું. એ શહેર, ચૌટા, બજાર, હાટ, બંગલાઓ અને દુકાનોથી શણગારાયેલું હતું. એક ઠેકાણે એટલા બધા મહેલો આવી રહયા હતા કે તે મહોલ્લાનું નામ મહિલપુરા પડયું હતું. આપણે એ મહોલોમાના સૌનું કામ નથી પણ એક નાના સરખા મહોલ્લાને નાકે આવેલા એક મહેલનું કામ છે. આ મહેલ એક બંગલાના આકારને મળતો હતો. તેની આસપાસ એક નાનો સરખો બગીચો બનાવવામાં આવ્યો હતો. દરવાજાની સામેજ મહેલના ઓટલાના પગથીઆ હતા. ઓટલો આરસ પહાણના પત્થર જડીત હતો. તેના ઉપર ચાકર વર્ગને બેસવા માટે નાની પાળી બનાવવામાં આવી હતી. પરસા-

ળમાં એક દાદર હતો તેના પરથી એકદિવાન ખાનામાં જવાતું. આ દિવાનખાનાની વચ્ચે એક ટેબલ પડેલું હતું. એ ટેબલની આસપાસ કેટલીક ખુરશીઓ પડેલી હતી. ટેબલ પર કેટલાક છુટા કાગળ અને ખડીએ કલમ પડતા હતા. એક ખુરશીપર એક યુવક બેઠો હતો. તેના દેખાવ ઉપરથી, આંખના અણુસારાથી અને હાથના ચાળા ઉપરથી તે ઉંડા વિચારમાં નિમગ્ન થયેલો હોય એમ લાગતું.

"મહારાજ, નિચે એક સ્વાર આવ્યો છે તે આપને મળવા માગે છે" દિવાનખાનાનું બારણું ઉઘાડી અંદર દાખલ થતા એક પંદર વર્ષના યુવકે ભીષ્ણ સ્વરે કહ્યું.

ખુરશી ઉપર બેઠેલો યુવક ચમકયો અને વિચારમાળામાં ગુંથાએલા મનને મુકત કરી તે છોકરાને પુછ્યું "શું છે."

"નિચે એક સ્વાર આવ્યો છે તે આપને મળવા માંગે છે" ફરીથી તેજ શબ્દનો ઉપયોગ કરતાં તે છોકરો બોલ્યો. "આપની આજ્ઞા હોય તો તેને ઉપર બોલાવી લાવું."

"જા અને તે કોણ છે તે પૂછીઆવ" શેઠે ફરમાવ્યું. તે છોકરો ચાલ્યો ગયો. યુવકનું મન ફરી વિચારમાળામાં પરોવાયું. કેટલીક ક્ષણુ વિત્યા પછી તે છોકરો પાછો આવ્યો અને બોલ્યો, "મહારાજ તેનું નામ બળવંતસિંહ છે, અને તે કહે છે કે મને તમારા એક મિત્રે મોકલ્યો છે વળી તે આપને ખાનગી રીતે મળવા માગે છે."

"જા ત્યારેતો વહેલો જા અને તેને જલદી બોલાવી આણ." ફરીથી છોકરો વિદાય થયો અને કેટલીકવારે એક પ્રોઢ ઉમરનો માણસ અંદર દાખલ થયો. તેના વાળ કંઇ ભૂરાશ પડતા અને વાંકડીઆ, હતા શરિરનો રંગ ઘઉં વર્ણ હતો. પગની પાટલી રહેજ કાળાશ પડતી હતી, આંખો ઘણી નાની અને ઘડીએ ઘડીએ પલકારા મારતી હતી. હોઠ રાતાં અને નાકના નસકોરાં ઘણાં પહોળાં હતાં. આથી માલમ પડતું કે તેને તપકીર સુંઘવાની યાને "છીં" ની ટેવ હશે. તેણે એક ફેંટો પહેર્યો હતો. એક બદન અને તેની ઉપર અંગરખો પહેરી પોતાના શરિરનો ઉપરનો ભાગ ઢાંકયો હતો. એક રેશમી કોરનું ધોતીયું પહેર્યું હતું અને વાળીઓ પહેરી પોતાના કાનને શણગાર્યાં હતાં. જેવો તે અંદર દાખલ થયો કે તરતજ તે યુવક પાસે જઇ ધિમેથી બોલ્યો, "મને આપના મિત્રરત્ન કુકર્મે મોકલ્યો છે.

"મેં પણ એમજ ધાર્યું હતું" એટલું બોલી તે યુવકે તેને પાસેની ખુરશી પર બેસવા સુચવ્યું. કેટલીકવારે વિચાર કર્યો પછી તે બોલ્યો "એવું શું કામ હતું કે આટલા બધા જલદી આવવું પડયું. ?"

આના જવાબમાં બળવંતસિંહે એક કાગળ તેના હાથમાં મુકયો મદનસિંહે તે વાચી જોયો. પ્રિય વાંચક! અમે ધારીએ છીએ કે અધુરો કાગળ વાંચી તમને પૂર્ણ વાંચવાની

ઇચ્છા થઈ હશે, તેથી તે કાગળ અહીં વંચાય છે તે સાંભળ. ?

**પ્રિય મિત્ર મદનસિંહ.**

મુ. રમ્યપુર.

વિ. વિ. સાથે લખવાનું કે મેં આજથી થોડાક દિવસ ઉપર કામાવેશમાં પ્રવૃત્ત થઇને ચંદ્રલતાનું હરણ કર્યું છે. પણ હજુ તેણીએ તે વાત માન્ય કરી નથી. મેં તેને એક ઓરડામાં કેદ કરી છે. તેના પિતાએ ઘણી શોધ કરી છે. પણ કંઇ પત્તા લાગ્યો નથી. મને લાગે છે કે ઘણા દિવસ થયે આપણે પકડાઈ જઇશું. માટે તમે જલદી આવો. આપણે એવી યુક્તિ કરીશું કે તેના મા બાપ રોઈ રોઇને મરી જાય અથવા શોધ કરવામાં દરિદ્રિ થઇ જાય તોપણ તેનો પત્તો લાગે નહિ. હાલ એજ.

લી. અતુલ્ય સ્નેહી
કુકર્મ.

તા. ક. જલદી આવો.

"હમણાંને હમણાં કામ છે ?" કાગળ વાંચ્યા પછી મદનસિંહે ધીરે સ્વરે પુછ્યું.

આના જવાબમાં બળવંતસિંહ તેની છેક નજદીકમાં જઈ કાનમાં કાંઇ બબડયો, જે અમે સાંભળવા શક્તિમાન થયા નથી.

મદનસિંહ કેટલીકવાર સુધી વિચાર કરી, બોલ્યો, "ના પણ હમણાં મારે એક અગત્યનું બીજું કામ છે, તેથી થોડીવાર પછી આવીશ." આ પરથી સમજી શકાય છે કે બળવંતે જલદી જવાનું કહ્યું હોવું જોઈએ.

"ત્યારે મને જવાબ લખી આપો કારણ કે મારે પાછા જવાનું છે." બળવંતે જણાવ્યું.

નાના, જવાબની કોઈ જરૂર નથી. હું ત્યાં જઈને એને મળીશ, અને જે જવાબ દેવાના છે તે કહીશ. તમે અહીં રહેજો. હું એને કહીશ કે બળવંતસિંહને મેં મારે ઘેર રાખ્યા છે. તમે આપણા પેલા ઘરમાં રહેજો હું તમને સર્વ બંદોબસ્ત કરી આપીશ." એટલું બોલી તેણે પેલા અનુજીવીનને બોલાવ્યો. અને બળવંતસિંહ તરફ આંગળીકરી કહ્યું, "આને આપણા પેલા ઘરમાં લઈજા. સાવધ રહીને તેડા જજે." બળવંતસિંહને સંબોધીને, "તમે આની સાથે જાવો એ તમને ત્યાં તેડી જશે, થોડા વખત પછી હું ત્યાં આવીશ.

"વારૂ મહારાજ! તસ્દી માફ કરશો" એટલું બોલી ખુરશી પરથી ઉઠી ચાકર સાથે જતાં બળવંતસિંહ બોલ્યો અને હસતે હસતે ચાલ્યો ગયો.

બળવંતસિંહના ગયા પછી કેટલીકવારે મદનસિંહ ઉઠીને કાંતિકળાના ઓરડામાં આવ્યો. તે એક ખુરશી ઉપર

રેશમી પુલ ગુંથતી બેઠી હતી. તે તેણીનો ખાનગી ઓરડો હતો. એક બાજુએ એક કાચનો કબાટ હતો જેમાં તેણીની જરીયાન સાડીઓ વગેરે વસ્ત્રો હતાં. પાસે એક પેટીને વિચિત્ર તાળું મારેલું હતું. તે હંસના આકારનું હતું. આ વખતે કાંતિકળાએ સોનેરી કોરનું લુગડું પહેર્યું હતું. એક પાટીઆ ઉપર આકર્ષક સુખડની પેટીમાં તેલ, અત્તર અને કાજળ જેવાં સૌભાગ્યવતીને શોભાવે તેવાં સાહીત્યો હતાં. એક ટેબલપર સ્ત્રીઓપયોગી વાર્તાની ચોપડીઓ પડી હતી.

મદનસિંહ ઓરડામાં પ્રવેશ કરતાં બોલ્યો, "પ્યારી, કુકર્મસિંહને ઘેર જાવું છું"

"પ્રાણનાથ કુકર્મસિંહમાં નામ પ્રમાણે ગુણ છે માટે તેની મિત્રાઇ છોડી કહ્યો" કરૂણ જનક સાદે કાંતિકળાએ કહ્યું.

"હું તેને ઓળખું છું. જ્યારે હું મ્હારા પિતાજીને ઘેર રહેતી હતી ત્યારે એની વતણુકની મને બધી ખબર મળતી હતી તે તેના મહોલ્લામાંની સ્ત્રીઓ ઉપર નજર નાખ્યા કરતો, જ્યારે એ બારીએ બેસતો ત્યારે કોઇ પણ સ્ત્રી ઘરમાંથી બહાર નિકળી શકતી નહિ. સર્વના બારણા બંધ રહેતાં, અરે ! વધુ તો શું પણ તેના મહોલ્લામાં નીચ જાતીની સ્ત્રી રહેતી હતી તેના પર પણ નજર નાખવા તે ચુકતો નહિ.

તેણી આ ખબરો કયાંથી મેળવતી હતી તે જાણવા મદનસિંહ બોલ્યો "પ્રાણવલ્લભે તને ત્યાં ખબર કોણ આપતું. ?"

"મ્હારો એક વિશ્વાસુ જાસુસ મને સૌ ખબર આપતો હતો. વળી તેણે એમ પણ કહ્યું હતું કે, 'એક દિવસ એના મહોલ્લામાં રહેતી મજુરણ તેને ત્યાં કામપર ગઇ હતી તે ઘણી મોડી આવવાથી તેના ધણીએ તેને ઘર બહાર કાઢી મૂકી; કુકર્મ બારિએ બેઠેલો હતો તેણે મજુરણને બહાર બેઠેલી જોઇ, તરતજ તેણે તેની પાસે જઇ હાથ પકડયો અને બોલ્યો "ચાલ ચાલ! એને મૂક પડતો, મારે ઘેર ચાલ. હું તને સારૂં સારૂં ખવડાવીશ-એમ કહી તેણે તેના હાથમાં એક મહોર મૂકી. મહોર જોઇ સ્વરૂપવાન પણ ગરિબ સ્થિતિમાં ઉછરેલી બાળા લક્ષ્મી વિષયમાં લપસી. વળી એવા ઘણા બનાવો બનવા પામ્યાં હતાં કે જે વર્ણવા બેસતાં પાર ન આવે.'' 'શું તેં પણ છુપો માણસ રાખ્યો છે કે? હં! હં! સમજયો તું તેમાંજ વારે વારે તારે પિયેર જાય છે.'' મદન ગુસ્સે થઈ બોલ્યો. "નહિ નહિ પ્રાણાધાર! શા માટે આમ આકુળ વ્યાકુળ થાવો છો. તે જાસુસ કાંઇ પુરૂષ થોડોજ છે! એ તો સ્ત્રી છે. મ્હારા પિતાએ એક સ્ત્રીને મ્હારી તહેનાતમાં રાખી હતી, તે સ્ત્રીનો ધણી કુકર્મનો વિશ્વાસુ

ચાકર છે. એના ઘરની તમામ ખાનગી વાત તેને કાને આવતી. જો કે તેણે મ્હારી પાસે કોઇને પણ આ વાતો ન કહેવા વચન લીધું છે છતાં આપનાથી હું જુદાઇ રાખતી નથી અને તે વાત કહું છું. વ્હાલા સ્વામી, મ્હારૂં કહ્યું માનો અને એની દોસ્તી છોડો.”

“જાજા એવી ખોટી વાતો ન કર. કદીપણ ચાકરોનું કહેવું ખરૂં હોયજ નહિ. જ્યારે એક ચાકરની વાત ખરી ન હોય ત્યારે બે ચાકરની વાત કેમ ખરી મનાય ?’ (થોડી-વાર પછી) ‘વારૂ. પણ મ્હારે તેનું કામ નથી. હું તો ફક્ત તને કહેવા માટેજ આવ્યો છું.” એટલું બોલી મદને ચાલવા માંડયું. કાંતિકળાએ પાછળ જઇ હાથ ઝાલ્યો અને બોલી, “ પ્રિયનાથ ! આજ ન જાવો ! ફક્ત મ્હારે માટે આપ આજે ન જાવો. કાલે જજો.”

“નહિ હું આજેજ જઇશ કારણ કે ત્યાં ઘણું અગત્યનું કામ છે.’ એટલું બોલી હાથ છોડી મદનસિંહ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૫ મું.

## મિત્રતા કેમ થઈ?

એક દિવસ મદનસિંહ નગરચર્ચા નિહાળવા નીકળ્યો હતો. તે કાંઇ રાજા ન્હોતો પણ પિતાના કહેવાથી તેને જવાની ફરજ પડતી. તે એક મહોલ્લામાં આવ્યો ત્યારે તેણે કેટલાક ઘોડેસ્વારને દોડતા જોયા. મદનસિંહ તેઓની પાછળ પડયો. તે માણસોમાંના બે ઘોડેસ્વારો રાજના અને બાકીના ત્રણ ચોર હોય એમ લાગતું હતું. કેટલેક દુર જતાં રાજના ઘોડેસ્વારોએ "પકડો પકડો" કહી બૂમ મારી. આથી મદનસિંહની ખાત્રી થઇ કે તેઓ ચોરજ છે. મદનસિંહ ઘોડેસ્વારોની પાછળ હતો તેથી આ બુમનું નિરાકરણ કરવા કોઇ ન્હોતું. મદનસિંહે ઘોડો પૂર જોસમાં દોડાવ્યો.

તેઓ શહેરના દરવાજાની બહાર જઇ વિખરાઇ ગયા. અને જુદે જુદે રસ્તે દોડયા. મદનસિંહ એક ચોરની પાછળ દોડયો. ઘણેક દૂર જતાં તેણે ચોરને પકડી પાડયો. જેવો મદને તેને પકડવા હાથ લંબાવ્યો કે તરતજ તે ચોરે તેને લમણામાં મૂકકો માર્યો, ઘોડા ઉપરથી નિચે નાંખ્યો અને પેઢુમાં એક ઘુસ્સો મારી બેભાન કરી નાખ્યો. પછી તેણે મદનસિંહના સર્વ હથિયાર કાઢી લીધા, અને સર્વ જવાહીર તથા ઘોડો લઇ નાઠો.

મદનસિંહને એવી મૂર્છા આવી હતી કે તે બીજે દિવસે સાંજેજ જાગૃત થયો. તેણે જાગૃત થઈ જોયું તો તેને માલમ પડયું કે તે એક નિર્જન વનમાં આવી પડયો હતો. તે ઉઠીને અશ્વ જોવા લાગ્યો તો તેણે અશ્વ ન નિરખતાં બદલામાં કેટલેક દુર એક વાઘને ઉભેલો જોયો. વાઘે તેને જોતાંજ તેની તરફ દોડવા માંડયું. મદન પોતાના હથીઆર ખોળવા લાગ્યો તો તે પણ મળે નહિ. તે ગભરાવા લાગ્યો અને હ્રદય ધડકવા લાગ્યું, શરિર ધ્રુજવા લાગ્યું અને શ્વાસોચ્છ્વાસની ગતી વધી. આખરે તેની આંખમાંથી આંસુનો વરસાદ કુદરતી રીતે વરસતાં ઠયો લાગ્યો. આટલામાં વાઘ અતિ નજદીક આવી પહોંચ્યો. એક મોટી ગર્જના કરી તેણે તેના પર છલંગ મારી. આખરે હિમ્મત આણી તે કુદતાં પહેલાં છરતો ખસી ગયો અને તતક્ષણે તે વાઘનું માથું જમીન ઉપર પડયું. આતે શો ચમત્કાર !

તેજ દિવસે આપણા નાયકનો હરિફ કુકર્મ બપોરે શિકાર કરવા નિકળ્યો હતો. તે ગમે તેટલો દુર્ગુણી અને નફ્ફ્ટ હોવાં છતાં શિકાર કરવાનો તેને શોખ હતો. પાછા ફરતાં તેણે દુરથી એક માણસને જોયો પણ એટલામાં તેની નજરે વાઘ દેખાયો. પ્રથમ તો તેણે એમ ધાર્યું કે તે માણસ તે વાઘનો માલીક હશે પણ પાછળથી જ્યારે તેને તેના ઉપર ધસતો જોયો ત્યારે બીજી છલંગ મારે તે પહેલાં

તરવારના ઝાટકાથી તેનું માથું ઉડાવી દિધું અને વાઘના જીવનરૂપી નાટકનો છેલ્લો અંક સમાપ્ત થયો.

"મ્હારા પ્રાણ રક્ષક આપ કોણ છો? હું આપનો અગાધ રૂણી છું." ભાઇ ગભરાશો નહિ. આજથી "આપ મને ત્હારા મિત્રના સમ લેખજો." "હા! હા! તે તો આપ ક્યારના થયા! પણ આપનું નામ?"

"કુકર્મસિંહ. આપ કોણ છો વારૂં અને આ દશા સાથી થઇ?"

"જીવનરક્ષક! હું રમ્યપુરના મહારાજા રમ્યસિંહનો પુત્ર છું. મ્હારૂં નામ મદનસિંહ છે." અને પાછળથી તેને પોતાની વિતક કહી સંભળાવી. મદન ઇશ્વરની પ્રાર્થના કરતો બોલ્યો, "હે પ્રભુ! મ્હારા જીવન રક્ષકની કરેલી મહેનતનો બદલો વાળવા તું મને પ્રસંગ આપ!"

કુકર્મ બોલ્યો, "સુજ્ઞ મહાશય, આપ મ્હારે સ્થાને પધારશો? આપ આપનો માર્ગ ભૂલી ગયા હશો. નહિ વારૂ?"

આ પ્રમાણે કેટલીક રકઝીક કર્યા પછી મદનસિંહે કુકર્મસિંહને ઘેર જવા કબુલ્યું. ઘેર આવ્યાબાદ એક ગુપ્ત ઓરડામાં તેઓ બંને ગયાં. ગધેડાં સાથે મળવાથી ઘોડું ભૂંકતું થયું હોય તેમ લાગ્યું. કુકર્મે તેને ચંદ્રલતા વિષે સઘળી વાત જાહેર કરી. આથી તેની શુદ્ધ બુદ્ધિને પાપવૃત્તિની અસર લાગી. પ્રિય વાંચક જે જેવાઓની દોસ્તીમાં ફરે તે તેવા ગુણવાળો વા અવગુણી થાય છે એ નિસંશય છે.

(Tell me the name with whom you live and I shall tell you who you are.)

સારાંશ—:તમે કયા માણસો જોડે સંજોગોમાં આવો છો તે મને કહો, એટલે હું તમને કહિશ કે આપ કોણ છો.

સારા કામની જેટલી ઝડપથી મનપર અસર થાય છે તે કરતાં લાખો ઘણી ઝડપથી ખોટાં કામની અસર થાય છે. કારણ ? દુષ્કાર્યો કરતાં સુખ પોતાના બાહ્ય સ્વરૂપમાં દ્રષ્ટિગોચર થાય છે. જ્યારે સારા કામમાં તે આંતરીક રહે છે. અવલોકન દ્રષ્ટિથી તપાસનાર ભાગ્યેજ હોય છે તેથીજ ઘણાક છેવટે ઇંદ્રામણાને ભિતરથી તપાસતાં ધુમાડા શિવાય બીજું કાંઇપણ મેળવતા નથી.

આવી રીતે મદનસિંહ કુકર્મની કાળી બુદ્ધિમાં રંગાઇ ગયો અને તેની અસર કેવી થઇ તે કહેવાની જરૂર રહેતી નથી. કારણ, કુકર્મસિંહના કર્મ વર્તનનો આરસો આપે જોયો અનુભવ્યો છે. તેઓએ પતિવૃત્ત લુંટવાનો નિચ ધંધો ધાર્યો.

મદનસિંહને પોતાના પિતાની અને કુકર્મને સારંગપુરના રાજા સારંગસિંહની બીક લાગી. આથી તેઓએ એક સુરંગ ખોદાવી. આ સુરંગ વાટે આશરે થોડા કલાકમાં રમ્યપુર જઇ શકાતું. એ સુરંગનું મોં રમ્યપુરની બહાર એક ઘરના

ઓરડામાંથી નિકળતું હતું. આ ઘર સાધારણ ઘર જેવું હતું તેને એકજ માળ હતો અને ઉપર કાતરીઉં હતું. આ કાતરીઆમાંથી ઘણે દુર સૂધી નજર પડતી. આ ઘરનો અંદરનો ભાગ ઘણો સુંદર હતો. દિવાનખાનાની એક બાજુઉપર પલંગ પડયો હતો. તેની પાસે એક કબાટ હતું તે ચોપડીઓથી ભરેલું હતું. બારી પાસે ખુરશી પડી હતી, તેના ઉપર એક યુવક બેઠો હતો. તેના હાથમાં અજીતચરિત્ર નામનું એક સોનેરી પુઠાનું પુસ્તક હતું તેનું મન વાંચવામાં એવું તો તલ્લીન થયેલું હતું કે તેની આંખો પલકારા મારવાને અશક્ત હતી; પણ એવામાં તેણે એક સિસોટી સાંભળી.



## પ્રકરણ ૧૬ મું.

## અબળા કે આર્યવીરાંગના ?

શૂર ભરી જે ક્ષત્રિય માતા,
રણ સંગ્રામે થાતી સાથ;
ભાગ્ય આર્યો આ નકી' એ
હિંદ દેવી મૂર્ત સાક્ષાત.

પ્રિય વાંચક ! હવે આપણે આપણી નાયીકા ચંદ્રલતા યાદ આણવી જાઇએ.

કુકર્મને ત્યાંથી નિકળી મદનસિંહને ઘેર જવાની સુરંગની ભૂમિ તેના પાદસ્પર્ષથી પવિત્ર થઈ હતી. હર્ષે તેના સુકોમળ હૃદયમાં સંચાર કર્યો હતો અર્થાત્ તેને સ્મિત્ હાસ્ય વડે બહાર કહાડી નાખવા ફરજ પડતી. તે એટલી તો હર્ષઘેલી થઇ ગઇ હતી કે તેનો ચિતાર આ પ્રથમ પ્રયાસી લેખકથી તો વર્ણવ્યો જાય તેમ નથીજ.

"હું જ્યારે તેને એકાંત સ્થળે બેઠેલા જોઇશ, અને તેની સાથે વાતચીત કરીશ ત્યારે ઘણા દિવસથી તપી રહેલું મ્હારૂં હૃદય કેવું પૂર્ણ ક્ષલિત થશે ! જાણે ખોવાએલા એકના એક પેટના દિકરાને જોઈ બાપડી માતાનું પયસ્થાન ફરકી દુધનું નાનકડું ઝરણું ઉપવસ્ત્રને ભિંજશે !" એમ વિચારી

તે ખુશી થતી હતી. તેનો આ હર્ષ થોડાજ વખતમાં નાશ પામ્યો. શા માટે ?

ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કુકર્મના ઘરમાંથી બે સુરંગો નિકળતી હતી. એક સુરંગ જે કુકર્મના ખાનગી ઓરડામાંથી નીકળતી તેનું મોં મદનસિંહના શહેર બહારના બંગલાના ઓરડામાં પડતું; જ્યારે બીજી સુરંગ આપણી નાયકાના કેદખાનામાંથી નીકળી પોતાનું મોં આપણા નાયકના ઘરને ચુંબતું ચંદ્ર કારાગૃહમાંથી નીકળી કે થોડેજ જતાં બે સુરંગનો ભેટો થયો. આપણે જોયું તેમ તે મદનને ત્યાં જવાની સુરંગમાં આગળ વધતી જતી હતી. સીધે રસ્તે ધારેલે ઠામે જલદી જવાશે ધારી, તે વાંક ન વળતા સીધીજ પણ ખોટે રસ્તે વળી.

આ વખતે ચંદ્રે સફેદ સાળુ પહેરેલો હતો જેની ઉપર ઘણીજ કરચલીઓ દેખાતી. આથી જણાતું કે સાળુ ઘણા દિવસથી પહેરી રાખેલો હશે. ખરેખર તેમજ હતું. સાળુના બારીક તાંતણામાંથી તેની છાતી ઉપરની કંચુકી ઘાટીલા વેષે ડોકીયું કરતી જણાતી તે તે એક દૃષ્યજ હતું ! તેના હાથમાં, કેટલીક બંગડીઓ શોભી રહી હતી. જમણા હાથની કનિષ્ટ લાડકવાઇ આંગળીએ અંગુઠી માહેલા અજીતની તસ્વીર જોઇ હિરાની કણી પોતાના પ્રકાશથી હાસ્ય તરાવતી દેખાતી. તેની આંખ વારે વારે પલકારા મારતી. કુકર્મ

પાસેથી લઇ લીધેલું (ચોર) ફાનસ ઝગઝગતું હતું તે એક હાથમાં, પરંતુ બીજા હાથમાં શું હતું? એક ખરા રજપુત કે ક્ષત્રીયાણીને શું છાજે? રણસંગ્રામમાં સેંકડો વીરોનાં ખુનનું પાન કરનાર, સેંકડો કુટુંબને રઝળાવી વીલાં મૂકનાર, સેંકડો જીવોને એક ક્ષણમાં રેંસી નાખનાર અને સેંકડો જીવોના આત્મા સાથે વિરોધ કરાવનાર એક પાણીદાર, તેજસ્વી, અંધકારમાં પ્રકાશનાર તરવારે પોતાનું સ્થાન કર્યું હતું. તે જનાવરોનો ભય ન રાખતી, કોઇથી પણ ન ડરતી, પ્રિયતમને મળવાની આશાથી હર્ષસાગરમાં ગોથાં ખાતી, ખાડા ખઓચીયા ઓળંગતી, પથરાઓ દુર કરતી, વિચારમાં નિમગ્ન થતી, અને કુકર્મને હરાવ્યાનું અભિમાન રાખતી ચાલી જતી હતી એટલામાં તેની એ ચંચળ ચળકતી ભૂરી આંખોએ અંધારામાં કંઇ જોયું કે જેથી તેના ગાત્ર શિથિલ થઇ ગયાં.

ગત પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે તે યુવાને એક સીસોટી સાંભળી કે તરતજ તેણે બારીમાંથી ડોકીયું કર્યું તો મદનસિંહને ઘોડેસ્વાર થઈ સામુ ઉભેલો દિઠો. ખુરશી ઉપરથી ઉઠયો, હાથમાંનું પુસ્તક તેના સ્થાને મૂકી બારી પાસે આવ્યો અને મદનસિંહને ઉપર આવવા કહ્યું.

"ના ના. તમેજ નિચે આવો મ્હારે કાંઇ કામ છે, પણ હમણાં કેટલાક વાગ્યા હશે તે જરા કહોને."

" લગભગ સાત વાગી ગયા હશે એવું મ્હારૂં માનવું છે " કહી તે નિચે આવ્યો ! શહેર તરફ આંગળી બતાવીને સ્વાર બોલ્યો, " જો કોઇ આ તરફ આવતું માલમ પડે તો સીસોટી પાડજો. અંદરથી તમને જ્યાં સુધી સીસોટી સંભળાવું નહિ ત્યાં સુધી તમે એ પ્રમાણે જોયા કરજો અને સિસોટી સાંભળતાંજ તમે અંદર આવજો. " આટલું કહી તે અંદર ચાલ્યો ગયો અને યુવક આઘે દષ્ટિ નાખતો બહારજ ઉભો રહ્યો. આ યુવક બળવંતસિંહ હતો.

કેટલીકવારે બળવંતસિંહે કેટલાક સ્વારેને આઘેથી જતા જોયા, ધારી ધારીને જોયા પણ કેટલીકવારે તેને શાંતિ વળી. સ્વારોને બિજી દિશામાં જતાં જોઈ સીસોટી પાડતાં અટકયો.

મદનસિંહે અંદર જઇ પોતાના જાકીટમાંથી એક કુંચીનો જુમખો કાઢયો અને તેમાંથી એક કુંચી વડે એક બારણું ખોલી અંદર ગયો. આ ઓરડો વસ્ત્ર રાખવાનો હતો. તેમાં પેટી, પેટારા, ટ્રંક વગેરે એક ઉપર એક દિવાલની માફક સિંચ્યું હતું. મદનસિંહે તેમાંથી એક ટ્રંક ઉઘાડી અને તેમાંથી એક લશ્કરી સિપાઈને છાજે તેવો સફેદ ઉંચી જાતનો પોષાક કાઢી સજ્યો. પેટી બંધ કરી પોતાના સ્વસ્થાને ગોઠવી દીધી ઓરડા બહાર આવી પાછુ તાળું વાસી દીધું.

તાળું બંધ કર્યા બાદ એક સિસોટી વગાડી જેથી બહાર ઉભેલો બળવંત કહ્યા મુજબ અંદર દાખલ થયો.

મદને તેને દરવાજો બંધ કરી પોતાની પાછળ પાછળ આવવા સુચવ્યું. એક પછી એક એમ કેટલાક ઓરડા પસાર કરી ગયા બાદ તેઓ એક કબાટ આગળ આવી પહોંચ્યા જે કુંચીથી ખોલતાં માલમ પડયું કે તે સુરંગનો દરવાજો હતો. બંને કબાટીની અંદરથી શરૂ થતા દાદરની નીચે ઉતર્યા. બળવંતે આવો માર્ગ કદી ન જોયો હોવાથી તેની અક્કલ તો જાણે ગુમજ થઇ ગઈ. તેઓ એક ઓરડામાં આવી પહોંચ્યાં. ત્યાં એક ભીતમાં વચ્ચે પાટીયું હતું. સામેની ભીંત ઉપર એક ખીલો દાબતાં તે ઉંચું થઇ ગયું અને એક બાકું દેખાયું. અહીં મદને બળવંતને કુંચીનો જુમખો આપી દઇ પાછા પોતાને બંગલે સર્વ બારણાં બંધ કરતો જઇ, ઉપર બેસવા કહ્યું.

મદન અંદર કુદી પડયો. બળવંતે સલામ કરી. બાદ ખીલો દબાવ્યો, એટલે પાટીયું પાછું પડી ગયું; અને સર્વ દ્વાર બંધ કરી તે દિવાનખાનામાં જઇ બેઠો તો તે વિચારથી ઘેરાઇ ગયેલો લાગ્યો.

મદને ભોંયરામાં ઉતરી પોતાની મુસાફરી શરૂ કરી. કેટલુંક ચાલ્યા પછી તેણે અંધકારનો પ્રતિકાર કરતું અજવાળું જોયું.

પ્રિય વાંચક વર્ગ ! આ માણસ કોણ હતું. ? અને ચંદ્રલતા શાથી અજાયબ થઇ હતી ? તે હવે તમે જાણ્યું હશે.

આપણી નાયીકા ચંદ્ર આ મદનસિંહે પહેરેલા ધોળા વસ્ત્રનો આભાસ જોઇ અજાયબ થઇ હતી. અરે ! આ શું ? આ સફેદ શું દેખાય છે ? એ શું હશે ? કાંઈ ચીજ હશે ? કે માત્ર આભાસજ હશે ? આ શું ગુંચવાડો ? કંઈ સમજ પડતી નથી." એટલામાં તેણે કોઇ માણસનો ચહેરો જોયો. "અરે આ કોણ છે ? હં ! હં ! હવે સમજ પડી. આ કોઇ મનુષ્ય જણાય છે, અને તેણે સફેદ વસ્ત્ર પહેર્યાં છે. પણ એ માણસ છે કોણ ? વળી તે મ્હારીજ તરફ આવતો દેખાય છે. શું તે અજીતસિંહ હશે ? ના, ના, તેના જેવો ચહેરો આ નથી અને હું ધારૂં છું કે તેના જેવા ચહેરાનો આ દુનિયામાં તો કોઇ હશેજ નહિ. ત્યારે આ કોણ હશે ? અથવા તો કુકર્મસિંહને ખબર પડવાથી તેણે કોઇ માણસોને તો નહિ મોકલ્યા હોય ! ના, ના. પણ જો તેઓજ હોય તો તે તો પછળથી આવે, માટે તેઓ તો નથીજ. શું મ્હારા પ્રિયતમનો મિત્ર નયન તો ન હોય ? એટલામાં તેને ચોર ફાનસ યાદ આવતાં તેની ચાંપ ફેરવી સળગાવ્યું તો તેણે તેનો ચહેરો બરોબર જોઈ લીધો. પ્રકાશ થવાથી મદને જોયું તો એક નવયૌવન બાળા પોતા તરફ આવતી હતી. તેનુ સૌંદર્ય જોઈ વિચાર કિધો કે કોઈ મોહીની મને તેડવા આવે છે. પણ એટલામાં તે ફરી વિચાર કરવા લાગ્યો, "અરે આ કોણ છે ? એનુ રૂપ કેવું

સુંદર છે! શું કુકર્મસિંહે તેને મને તેડવા તો નહિ મોકલી હોય? ત્યારે તો આ દુનિયામાં મ્હારા જેવો ભાગ્યશાળી બીજો કોણ હશે? (ધીરે સાદે) પ્રિયે! શું તું તેને માટેજ આવી છે? એમ હોય તો શા માટે બોલાવતી નથી? તું શા માટે શરમાય છે?" આ પ્રમાણે તે મોટેથી બોલવા જતો હતો પણ એટલામાં તેને યાદ આવ્યું કે કદાચ તેમ નહિ હોય તો? પાસે આવી પડેલી આર્યા ચંદ્રે ઉપરના બોલ સાંભળ્યા હતા ને જાણી ગઇ હતી કે તે કોઇ કુકર્મનો દોસ્ત હોવો જોઇએ. નયનના મોંમાથી આ શબ્દો સંભવેજ કેમ? જેવો તે તેણીને પકડવા જાય છે કે તરતજ એક તરવારનો ઘા તેના ખભા ઉપર પડયો. તે એકદમ ચમકયો અને વિચારમાળામાંથી મૂકત થતાં સાવધ થયો. તેણે તરવાર કાઢવા માંડી પણ તેના હાથ પર બીજો ઘા પડયો. ક્રોધથી રક્ત થયેલો મદન ખંજર કહાડી તેણી ઉપર સ્વાર થવા જતો હતો તેવામાં તો આપણી કુશળ નાયીકાએ ધસતા શૂરપર છરતી તરવાર મારી ડોકાથી જુદો કર્યો. **ધન્ય છે આર્યા ત્હારા આર્યત્વને અને અહોભાગ્ય તારી અમર રહેનારી પ્રતિમાને!**

ચંદ્રે તેના હથીયારોથાંથી કેટલાક કાઢી લઇ પોતે રાખ્યા પણ એક ચિઠ્ઠી તેને મળી તે કઇ? એજ કે જે મદન ઉપર કુકર્મથી લખાયેલી. વાતનો ભેદ સમજતાં ખુશ

થતી થતી કાંઇ વિચાર આવવાથી પાછી ફરી, અને બોલી ઉઠી, "હં! હં! તે ઠેકાણે બે ફાંટા હતાં. તેમાનો આ તેને ઘેર જવાનો છે, અને પેલો ખરો માર્ગ છે." એ પ્રમાણે વિચારી પેલો કાગળ લઇ લિધો, અને પાછી વળી ખરા માર્ગ તરફ ગઇ. સુરંગદ્વાર ખુલ્લું હતું, રાત્રીનો સમય હતો, છતાં ફાનસની મદદથી ઘરમાં ગઇ આમ તેમ જોયું પણ અજીતસિંહ કે નયન મળે નહિ. માથે હાથ દઇ નસીબને દોષ દેતી ભોંય ઉપર બેસી ગઇ. રાત્રીનો ઉજાગરો હોવાથી ઝોકાં આવવા લાગ્યા. કેટલીકવારમાં તેને ઉંઘ આવી ગઇ.



## પ્રકરણ ૧૭ મું.

## વ્હાલાની વફાદારીમાં.

કુનેહ કરવો સ્હેલ છે,
સ્નેહી થવું મુશ્કેલ;
સ્નેહ ત્યાગે સ્નેહીની,
પ્રાણ રક્ષા મુશ્કેલ
તેહ કારણ સ્નેહિઓ,
અર્પે છે નીજ દેહ;
સત્ય અંતે તારવા,
થાય પરલોકી તેહ.



મોડી રાત સુધી રાહ જોઇ પાછળથી ખંડીયેરમાં એક નિર્જન સ્થને સુતેલો નયનચંદ્ર જાગ્યો. આ વખતે સૂર્યનારાણ પોતાના કામથી ફરાકત થઇ રથમાં બેસી પૃથ્વી બાગ તરફ પોતાનું ગમન કરિ રહ્યા હતા, જેથી કેટલાક અતિમંદ કિરણ આપણી થાકેલી નાયકાના તેજોમય લલાટપટ ઉપર રમીરહી ભાલપટને વધારે શોભામાન બનાવી રહ્યાં હતાં.

જાગૃત થયેલો નયન, ચંદ્રને સુરંગદ્વાર આગળ દયામણા ચહેરે સુતેલી જોઇ અંતરમાં ઘણોજ ખેદ પામ્યો. પણ શું

આ વખત ખેદ પામવાનો હતો? કેમ નહિ? સુરંગની અંદર ધમ ધમ અવાજો થતા હતા. એ તે કયા? તરતજ સુરંગનું દ્વાર નયનને બંધ કરવાની ફરજ પડી અને તે વિચારમાં પડયો. ઘણાજ પગલાનો રવ થતો જાણી તે દુશ્મનનો ભય કળી ગયો.

ચંદ્રને જગાડતાં તે બોલ્યો, "પ્રિય બેન ચંદ્ર! બંધુ તો વિજયપુર સાંત્વન આપી, અત્રે થોડાં માણસો તથા સેનાપતિને લઈ આવવા જોઇએ પણ કેમ વાર થઇ હશે?

"પણ ભાઈ નયન" ઉંઘમાંથી જાગેલી ગાભરી બાળા બોલી. "હેં! હેં! આ નિચે શું સંભળાય છે."

નયન—કાંઇ ભય હોય તેમ લાગે છે!

ચંદ્ર—શું દુશ્મનો આવી લાગ્યા?

નયન—હા લાગે છે તો એમજ.

ચંદ્ર—ત્યારે શું કરિશું?

નયન—તું ચાલ હું તને એક નિર્ભય સ્થાને મૂકી આવું.

ચંદ્ર—શું હું આર્યા તેઓથી ડરીશ?

નયન—વ્હાલી બ્હેન! તું આર્યકુળ દિપક છે છતાં આ વાર તું મ્હારૂં કહ્યું માની ગુપ્ત સ્થાને ચાલ, જો હું તને જરા પણ ઈજા આવવા દઉં છું તો મિત્રદ્રોહી બનું છું; માટે, મ્હારે ખાતર નહિ તો અજીતને ખાતર તું નિર્ભય સ્થાને રહે!

આટલી વાતચિત થઈ રહ્યા પછી નયન, ચંદ્રને એક નિર્ભય સ્થાને મૂકી, પાછો સુરંગના મોં આગળ આવે છે તો તેનું બારણું અંદરના માણસોના બળથી ઉઘડી ગયું. ચંદ્ર જે સ્થાને હતી તે સ્થાનેથી અંદર તેમજ ખંડીએરની બહાર બરોબર જોઇ શકાતું; પણ કારીગરી એવી હતી કે બહારના ભાગથી તેને કોઇ જોઈ શકતું નહિ.

અંદરના માણસોએ બહાર આવી નયનને પકડયો. તેઓમાંનો મુખ્ય કે જે ઘવાયેલો હતો તેણે પુછયું (ક્રોધથી) "દુરાત્મા, તું છે કોણ ?

નયન–હું તે ચિણગારી છું જેણે તારૂં સર્વ સુખ પુંકી, તે પર આગ લગાડી (હસ્તે વદને પણ ક્રોધથી)

ઘવાયેલા નાયક કુકર્મે પુછયું, "મ્હારો શિકાર કયાં છે તે બતાવ !

નયન—તે ત્યાં છે, જ્યાં તેનું શરીર છે.

કુકર્મ—શું તું સિધો ઉત્તર નજ આપશે ? અને પત્તો નજ દેખાડશે ?

નયન—આ દેહમાંથી પ્રાણ જશે ત્યારે આ મરણ પામેલું ખોળીયું તેનો જવાબ આપશે. ઓ મૂર્ખ, ક્ષત્રિયોનો ધર્મ તેં કયારે જાણ્યો છે ! શરણાંગતનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે. શું મોત તને ડરાવતું નથી ? કુકર્મે ક્રોધથી લાલચોળ થઇ પુછયું.

નયન—હું ક્ષત્રિય છું તેથીજ.

આ સર્વ કકલાણ સાંભળી ઝુંપડીમાંથી ડોસો, ડોસી અને નવલવધુ અત્રે આવી પહોંચ્યા.

કુકર્મ—જલ્લાદ લે એના પ્રાણ ?

હા ! આવી રળીઆમળી સવારે આ દ્રષ્ય શું ? પક્ષિઓ પોતાના મધુર આલાપે કલ્લોલ કરી રહ્યાં છે. શહેરનાં ઉદ્યોગી જનો નિત્ય કર્મથી પરવારી ઉદ્યોગાર્થ બહાર નિકળવાની તૈયારી કરી રહ્યાં છે. સંત જનો સંધ્યા અર્ચન ઇત્યાદી ખટકર્મ કરવામાં નિમગ્ન થયા છે અને શેઠીઆઓ શઠતાનો ઉપયોગ કરી પ્રાપ્ત કરેલાં દ્રવ્યના અભિમાનમાં નિરૂદ્યમી થઇ અઢી ત્રણ મણની કોમળ રૂની ગદારીઓમાં ઘોરતા પડયા છે. આ વેળા મિત્ર પ્રેમી યુવક નયનચંદ્ર પોતાના મિત્રવધુની પ્રાણ રક્ષા ખાતર, મિત્રની મિત્રતા ખાતર અસહ્ય સંકટો સહન કરતો જલ્લાદની સમક્ષ કરૂણાજનક લલીત્યમય વાણીથી ક્રૂર જનોના વજ્ર સરખા હૃદયોને મિત્રતાનો પાઠ વૃથા શિખવી રહ્યો હતો. આ નિર્દોષ બાળક પોતાના મિત્રને ખાતર ઘણાક મનુષ્યના સમુહમાં પ્રાણ દાન દેવા ઉત્સુક દેખાતો પણ જે દૃષ્ય જોનારને કમકમી ઉપજાવ્યા શિવાય રહેતું નહિ.

આ સ્થળે નયનના હૃદયભેદક ભાષણથી દુષ્મન દળ પણ જાણે આ યુવકની શી સ્થિતિ થશે તેનો વિચાર કરતા નિંદ્રાવશ ન થયા હોય એવા જણાતા હતા. નિરપરાધી બાળક પર અકાળ વિપત્તી આવી જાણી નેત્રમાંથી અશ્રુ સારતા હતા. પરંન્તુ એ અટંકા સ્નેહી વીરના મૂખાર્વિંદ પર આનંદની ઉર્મિઓ સ્પષ્ટ જણાતી હતી. તે પોતાના વ્હાલાની વફાદારીમાં પોતાના પ્રાણનો

ઉપયોગ થતો જાણીને અત્યંત હર્ષીત થતો હતો. ખરેખર પ્રેમનું બળ એવુંજ છે. ખરા પ્રેમી જનને સત્કાર કે ક્ષમાની જરૂર નથી, સંકટો કાંઇ પણ અસર કરી શકતાં નથી, લોભ લલચાવી શકતો નથી અને શોક સંહારી શકતો નથી. આ યુવક અટંકો સ્નેહી હતો. તે આવા સંકટોથી ડરે તેવો ન હતો. પણ દયાળુ જનો તેનું કોમળ વદન અને સ્મીત ભર્યું હાસ્ય તેમજ કુદરતી તેને અર્પણ થએલી ગંભીરતા જોઇ તેની સ્થિતિ જાણી શોકર્ત વદને સ્તબ્ધ ઉભા રહ્યા હતા. જ્યારે, આપના નરવર નયનચંદ્રના માતપિતા તેને અનેક મિઠા વચનોમાં સ્વપ્રાણ રક્ષણ કરવા દીન અને દુઃખાર્ત વદને વીનવવા લાગ્યા કેઃ—

"હે હમારા વૃદ્ધના રત્ન ! તારા વિના હમો હમારૂં જીવન શી રીતે સહન કરી શકીશું ! તું હમો વૃદ્ધના નેત્ર સમાન છે. અને જો તારો નાશ થાય તો પછી હમોને કોનો આધાર ? તેઓનો શિકાર કયાં છે તે કહી આ બંધન અને પ્રાણ ત્યાગ શિક્ષાથી મુકત થા. માતપિતાના આવાં વચનો સાંભળી તેના અંતઃકરણમાં કારી ઘા લાગ્યો અને એકદમ ગર્જી ઉઠયો;—

"પિતાજી ! હું મિત્રદ્રોહી થઇશ નહી. મિત્રદ્રોહ મહા પાપ છે. હું તે પાપ કોઇ કાળે પણ કરીશ નહિ. પિતાજી, આપ શોચ ન કરો. મ્હારૂં કહ્યું સાંભળો, કવિઓના, મુનીઓના અને સાક્ષાત્ મહાત્મા શ્રી કૃષ્ણ પરમાત્માના વચનો યાદ કરો અને મને આજ્ઞા આપો કે પુત્ર, જા સુખેથી પરલોક-

વાસી થા, તારા નામને અમર કર, પ્રભુને પ્રસન્ન કર અને તારા ઘરડાવરડા પૂર્વજોનો ઉદ્ધાર કર. મિત્ર પ્રેમ કસોટી રૂપી મખમલથી મઢેલી નાજુક ગદ્દારીમાં મારૂં મૃત્યુ થવા દો ! ક્ષત્રિયને ન છાજે તેવા વચનો ન કહો ! ન કહો !"

પુત્રના આવાં દીલ ઉશ્કેરનાર વચનો સાંભળી તે વયોવૃદ્ધ માતા પિતાને શૌર્ય ચઢયું, કુળનું અભિમાન પ્રદીપ્ત થયું અને એકમત થઇ બોલી ઉઠયાઃ—

"વ્હાલા પુત્ર જા ! સુખેથી અમર થા ! પાપીઓનાં મ્હો કાળાં કર અને ત્હારો સત્યાશય ! રે ! બેટા સત્યાગ્રહ પૂર્ણ કર. પ્રભુ તારૂં રક્ષણ કરો. હમોને રક્ષા કરનાર કોણ રહેશે ! હમારો ઈશ્વર. પુત્ર ધન્ય છે તારી હિમ્મતને અને ધન્ય છે તારા સ્નેહને. પુત્ર નિશ્ચિંત રહે. પ્રભુ જરૂર તારી કુમકે ધાશે". વધુ બોલવાની માતા પિતામાં શકિત રહી નહી, નયન સર્વ સાંભળી હર્ષિત થયો. પણ એકાએક તેની સન્મુખ કોઇ નવીન વ્યકિત આવી પગે પડી.

નયને તેને ઓળખી તે તેની પત્ની હતી. તેણે તેને ઉઠાડી ઉભી કરી. તેનું સાંત્વન કરતાં બોલ્યો, "પ્રિયે ધૈર્ય ધર, આમ શોચ ન કર, તારા શ્વશુરના કુળને દીપાવનાર કુળની સતી શાન્ત થા. મૃત્યુનો ભય મને જરાય નથી. મ્હારા મૃત્યુથી શોકગૃસ્ત થઇશ નહિ. સ્વશૂરની સેવા કરજે અને તેમને મ્હારા જવાથી જે ન્યુનતા જણાય તે પૂર્ણ કરી આપજે.

પતિના આવાં વચનો સાંભળી સતી ધૈર્ય ધરી શકી નહિ, મનનો ઉભરો શાંત પડયો નહિ, અને તેનાથી બોલાઈ ગયું:—"સ્વામીનાથ, જ્યાં તમે ત્યાં આપની દાસી, મને સતિ થવા આજ્ઞા આપો યાતો આપના જવાથી ન્યૂનતા પૂરનાર પ્રાણુ પંખી મેળવી આપો.

પ્રિયાના પ્રેમાળ વચનો શ્રવણુ કરતાં નયન શાંત બન્યો—ગુંચવાયો—આખરે જવાબ આપ્યો:—

મુગ્ધે, ધૈર્ય ધર, શૂર તારી મનોવાંછના પૂર્ણ કરશે, પરંતુ તારો પતિ-ધર્મ ભૂલીશ નહિ. શિયળવૃત્ત સાચવજે અને મને સ્વર્ગમાં આવી મળજે. અન્તે પોતાના વ્હાલા પિતા તરફ ફરી તે બોલ્યો, "પિતાજી ! નિશ્ચિંત રહેજો. મ્હારો વીરો શૂર કદાપી કૃતઘ્ની થશે નહિ. તે તમારૂં પાલન કરશે. તમારા પુત્રનું વૈર વાળશે અને મને સ્વર્ગમાં શાંતિ થશે.

પુત્રના આવા વિશ્વાસુ વચનો સાંભળીને માતાપિતા સંતુષ્ટ થયા અને પુત્રને આશીશ અર્પી બોલ્યા:—

સ્નેહ કિર્તિ તાહરી,
પરલોકમાં સંગે વહો;
રહી અમર તુજ નામ જગમાં;
સુખથી સ્વર્ગે રહો.
પ્રભુ અમની આશ પુરી,
મિત્ર તવ સૌ દુઃખ હરો;

પાપી પૂર્ણ ધ્વંસ સાધી,
સત્ય અંતે જય થશે.

આટલું બોલતાં બોલતાં પુત્રવત્સલ માતા પિતા મૂર્છિત થયા. નયનની પતિવ્રતા પત્ની તેને બાઝી પડી અને અંતર શોકનો ઉભરો શાન્ત ન થવાથી બોલી ઉઠી, "સ્વામિનાથ, આપ તો પ્રભુપ્રતિ સંચરો છો પણ હું અનાથ અબળાનું રક્ષણ કોણ કરશે? મ્હારૂં સુખ હું કોને બતાવીશ? આજ આપના પર આવું સંકટ આવી પડયું તો કાલ કોણ જાણે શું સંકટ મ્હારા ઉપર પોતાનો અમલ કરશે? સ્વામીનાથ, હું ધૈર્ય ધરી શકતી નથી. મને આપ સંગાથે લઈ સંચરો." પત્નીના આવાં વચનો સાંભળી નયન અત્યંત હર્ષિત્ થયો પરંતુ પાપીઓ પોતાની સતી સ્ત્રીનું પતિવ્રત તોડાવવા કદાચ પ્રયત્ન કરે તેના સંદેહથી તેને અંતઃકરણમાં દુઃખ લાગ્યું. અને તેને એકાએક ઝનુન ભરાઈ આવ્યું. તે બોલી ઉઠયો;—

સ્ત્રી રક્ષણ એ પ્રથમ ધર્મ છે. પ્રિયા, તું ભય ધરીશ નહિ. હું તે પાપીઓનો હમણાંજ ધ્વંસ કરૂં છું. અને મ્હારા મિત્રનું વૈર લઉં છું. આટલા શબ્દનો ઉચ્ચાર કરી તે એકદમ દુષ્ટ કુકર્મ તરફ ધસ્યો, તેણે કૃપાણ હસ્તમાં ધર્યો અને પાપીનો પ્રહાર કર્યો. એટલામાં તેને જકડી દેવામાં આવ્યો. આ સઘળો વખત તેના માતાપિતા મૂર્છિત્ હતા. તેઓ જાગૃત થયા ત્યારે તેમના પુત્રને બંધનમાં પાપીઓનો પ્રહાર સહન કરતો જોઈ પુનઃ ધરણી ઉપર ઢળી પડયા.

એવામાં આઘે બુમ સંભળાઈ "ઉભા રહો, પાપી ઉભા રહો. "પરન્તુ તે નિર્દોષ બાળક પોતાના મિત્રનો સ્વર પારખી શક્યો નહિ. તેને પાપીઓએ મારી નાખવા જલ્લાદને હુકમ આપ્યો. જલ્લાદ કુહાડી ઉગામી ઉભો અને જેવો પ્રહાર કરવા ગયો કે તરતજ એક તીર સડસડાટ તેના વક્ષઃ સ્થળને વીંધી ચાલ્યું ગયું.

એકદમ સિપાહીઓ અચાનક સૂરમાં આવી જઈ કુદરતી વહને બોલી ઉઠયા, "ઈશ્વર કુમકે ધાયો! સત્ય તર્યું ! પાપી મર્યો. પણ હાય! જ્યારે તેઓએ પુનઃ જોયું તો તે નિર્દોષ બાળક પણ તેજ સમયે પરલોક વાસી થયો હતો. જલ્લાદની કુહાડી હસ્તમાંથી છટકી, નયનના મસ્તક પર પડતાં તેના રામ રમી ગયા. તે માત્ર એટલુંજ બોલ્યો—

અર્પું છું પ્યારો પ્રાણ હું,
વ્હાલાની વફાઈમાં,
મિત્રના વિલાપમાં,
માત પિતા જુદાઈમાં.
પૂજ્ય પિતા ને માતની,
સેવા મુજથી ના થઈ;
અજીત પ્યારા એ હતું,
કરજે મ્હારો મિત્ર થઈ.
રાજ બીજ રજપુત હું,

જય! વિખુટો ના થઉં,
તજું પ્રભૂ મુજ પ્રાણ હું,
વ્હાલી તજી તુજને નમુ.

સર્વ સ્થળે શોક વર્તાઈ રહ્યો, અને એકાએક સર્વના મુખમાંથી નીકળી ગયું:— "કેવો અન્યાય! સ્નેહીનું રક્ષણ કરનારને કેવી શિક્ષા? હાય! કેવો અન્યાય!

## ઉપસંહાર.

ગુપ્ત સ્થાનેથી અસહ્ય વેદના ભોગવતી આવી પડેલી ચંદ્ર, વ્હાલાને ન ભેટતાં વીર વિરાંગના નયન અર્ધાંગીની તારલીકાને છાતી સરસી ભેટી પડી, અને ઉભા અશ્રુ સારવા લાગ્યા. કુકર્મના માણસો અજીતની સૈન્યા સાથે ન લડતાં આપણા નાયકના પગે પડયા જે પરથી જણાયું કે ન્યાયનો હૃદયભેદક પ્રબળ જુસ્સો પત્થરના હૃદયને પણ પિગળાવે છે. અજીતે કુકર્મને કેદ પકડી એક કેદખાનામાં રાખ્યો જ્યાં તેનું મૃત્યુ ઘણુંજ શોકજનક રીતે થયું. ભૂખ તરસથી રિબાતો તે છેવટે હાડપીંજરજ બન્યો, જે જોનારને દયા ઉપજાવ્યા વિના રહે તેમ ન્હોતું, પણ ત્યાં કોઈ તેના પ્રાણાત્મા ગયા પહેલાં ગયુંજ નહિ કે તેને ઉગારી શકે. આસરે સત્તર દિવસે તે અતિ વેદનાથી મરણવશ થયો. અને તેના કર્મનું ઉચીત ફળ તેને મળ્યું. નયનના વૃદ્ધ

માત પિતાને પોતાની રાજ્યધાની વિજયપુરમાં લઈ જઇ પાલક માત પિતાની માફક પાળ્યા. તારલીકા પોતાના પ્યારાની વફાદારીમાં સતિ થતાં સૌને આષિર્વાદ આપી પરલોકવાસી થઇ. ત્યાર બાદ થોડો વખત ગયાં કેડે આપણા નાયકનું આપણી આર્ય વિરાંગના નાયીકા ચંદ્ર જોડે વિવિશાળ થયું. વૃદ્ધ પિતા સૂર્યસિંહ રાજ્યનો તમામ બોજ પોતાને માથેથી ઓછો કરી સર્વ કામકાજ શાણા પુત્રને સોંપી વાનપ્રસ્થ થયા. રાજ્ય વૈભવો મળ્યાં છતાં નયન મિત્ર અજીત, કોઈપણ દિવસ હસ્તે ચહેરે માલમ પડયોજ નહિ. તેને એક ઘા હમેશને માટે કાયમ રહયો જેમાંથી તે મર્ણ પર્યંત છુટો થયોજ નહિ.

આર્ય! ત્હારૂં શું હતું,
ગૌરવ સુ આ ફાની જગે;
ધિક્કાર છે તે હિંદ જાયો,
ગુણ રહિત થઈ વિચરે.



# શુદ્ધિ પત્ર.

| પૃષ્ટાંક. | પંક્તિ | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૨ | ૧૯ | સાંદર્ય | સૌંદર્ય |
| ,, | ૨૦ | સરોથી | શરોથી |
| ૬ | ૧૭ | ૧૦૦ | ૧૦૦૦ |
| ૧૦ | ૬ | એક હજાર | એકસો |
| ૧૭ | ૧૨ | (૧) અશક્તિ | (૧) આશક્તિ |
| ૨૧ | ૯ | હું | કુ |
| ૨૪ | ૨૦ | ચંદને | ચંદ્રને |
| ૨૭ | ૨૧ | પાનાને | પાનામાંથી |
| ૨૯ | ૧૮ | નવે | ન આવે |
| ૩૨ | ૪ | પ્રદાશત | પદર્શિત |
| ,, | ૯ | સરસીથી | સારસીથી |
| ૩૭ | ૧૧ | નામ | નામે |
| ,, | ૧૭ | ઘોંઘટ | ઘેંઘટ |
| ૪૧ | ૧૨ | થાત | પાત |
| ૪૬ | ૧૧ | વિષે | વેષે |
| ૪૯ | ૧૦ | અહીં | સારંગપુરમાં |
| ૫૧ | ૫ | ચોથે | થોડે |
| ૬૭ | ૭ | [illegible] | હતા |
| ૧૭૬ | ૬ | પૂર્વ | પશ્ચિમ |
| ૧૭૭ | ૯ | ઢેકાવવા | ટેકવાયા |





"જૈન વિજય" પ્રી. પ્રેસ તાસવાળાની પોળ ખપાટીઆ ચકલા સુરતમાં
મૂળચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું.

